ૐ

# વ્યાસ વચનામૃત.

[ મહાભારતમાં વનપર્વના નળાખ્યાન મુખ્ય સંસ્કૃત શ્લોક તથા ટીકા સાથે તથા યમસાવિત્રિ સંવાદ મુળ સંસ્કૃત શ્લોક તથા ટીકા સહિત. ]


અનુવાદક અને પ્રકાશક

**શાહ સાંકળચંદ કલ્યાણદાસ.**

માંડવીની પોળ—અમદાવાદ.



આવૃત્તિ ૧ લી ]    પ્રત : ૧૦૦૦    [ સં. ૧૯૯૫

કિંમત રૂ. ૧-૪-૦

# અર્પણ પત્રિકા

—•—

**यत्करोषि यदश्नासि, यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौंतेय, तत्कुरुष्व मदर्पणम् ॥**

**गीता अध्याय ९ श्लो. २७**

જગતના પ્રભુ દેવનાદેવ અનંત અને પુરૂષોત્તમ ( ક્ષરથી અતિત અને અક્ષરથી ઉત્તમ ) તથા અવ્યય પુરૂષ, આદિ અને અંત રહિત, સર્વ લોકના મહાન ઇશ્વર, લોકાધ્યક્ષ, સુરાધ્યક્ષ, અને ધર્માધ્યક્ષ, સર્વ ધર્મને જાણનાર, સમસ્ત ભૂમંડળની કીર્તિને દીપાવનાર લોકના નાથ, સર્વ પ્રાણીમાત્રની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનાર, પરમ તેજોમય સ્વરૂપ, પરમ તપસ્વીઓનું પરમ તપ સ્વરૂપ, પરમ બ્રહ્મસ્વરૂપ, પરમ પવિત્ર, તેમજ સર્વ મંગળમય મૂર્તિ, સર્વે દેવોનું દૈવત, પ્રાણી માત્રના અવિનાશી પાળક પિતા, **તેવા જગન્નાથ પ્રભુને** નમસ્કાર કરી તેમને શરણુ જઈ તેમના ચરણારવિંદમાં મસ્તક નમાવી શરીરથી, ઈંદ્રીયોથી, મનથી, તેમજ બુદ્ધિવડે, **તેજ ત્રિલોકના નાથને** પ્રણામ કરી આ ગ્રંથ **તેજ પ્રભુને** અર્પણ કરૂં છું.

—•—

# પ્રસ્તાવના

**પ્રિય સજ્જનવૃંદ,**

આજ ઇસ પુસ્તક કો પ્રગટ હોતે હુએ દેખકર, અતિ હર્ષ હોતા હૈ. ક્યોંકિ ઇસ પુસ્તક મેં વહ ઋષિપ્રણીત અમૃત ભરા હુઆ હૈ, જો નિસ્સંદેહ મનુષ્ય કો અમર કર દેતા હૈ, યહ વહ પુષ્પ હૈ જો વાચકોં કે હૃદય મેં આશ્ચર્યજનક સુગંધિ ભર દેતા હૈ. ઇસમેં વહ અનુપમ જ્યોતિ હૈ જો જન્માંતરોં મેં જમે હુએ અજ્ઞાનાંધકાર કો દૂર કરતી હૈ, ઇસમેં વહ અગ્નિ હૈ જો અનેક વ્યાધિયુક્ત સંસ્કારોં કો વાંચતે હી ભસ્મ કર દેતી હૈ. ઇતના હી નહીં કિન્તુ ઇસ પુસ્તક મેં વહ સ્રોત હૈ, જો ગ્રહસ્થાશ્રમ મેં ઉત્પન્ન હુઈ જ્વાલાઓં કો ક્ષણ માત્ર મેં શીતલ કર દેતા હૈ એવં સંસારી પ્રાણિયોં કો ઉસકે પતિત જીવન સે ઉદ્ધાર કરનેવાલા યહ એક અપૂર્વ સાધન હૈ.

મુઝે ઇસ પુસ્તક કી પ્રસ્તાવના લિખતે હુએ અદ્વિતીય ઉલ્લાસ હોતા હૈ. કારણ ઇસ પુસ્તકમેં માત્ર કથા નહીં હૈ. જો મનુષ્ય કે ચિત્તકો દો ઘડી ખુશ કર દેતી હો, યહ કપોલ કલ્પિત ઉપન્યાસ નહીં હૈ. જિસમેં લેખક કી મનકી તરંગે હી લહરાતીં હોં. યહ સમાચારોં કા સંગ્રહ નહીં હૈ, જો ઉપયુક્ત સમયોપગી હો ઔર ફિર એક તરફ ડાલ દેને મેં આવે. કિન્તુ યહ પુસ્તક અધ્યાત્મ રસ કી પ્રદાયક હૈ. પ્રાચીન ઋષિયોં, કૃતિમેં સે અત્યંત ઉપયોગી ભાગ "નલાખ્યાન" ઔર "સાવિત્રી સત્યવાન" ઉપાખ્યાન કો ઉદ્ધૃત કિયા હૈ. અનુવાદક ને માત્ર સંસ્કૃત ભાગ કા શબ્દશઃ અનુવાદ કિયા નહી હૈ, કિન્તુ અનુવાદ કે સાથ ઉસ વિષય કો સુન્દર, માતૃ ભાષા (ગુજરાતી) મેં પ્રતપાદન કિયા હૈ. ખૂબી યહ હૈ કિ અનુવાદકજી ને વિષય કો છોડા નહીં. અર્થાત્ શ્લોકાર્થ ઔર ભાવાર્થ કો છોડ વિષયાન્તર કિયા નહીં હૈ. સાધારણતઃ અન્ય કતિપય અનુવાદકોં કા ઇસ ઓર ધ્યાન રહતા હી નહીં. અતઃ વે અવશ્ય હસ લક્ષ્યકે લિયે ધન્યવાદ કે પાત્ર હૈં. વિશેષ યહ વાત હૈ કિ અનુવાદક એવં પ્રકાશક કા ઉદ્દેશ્ય ઇસ

પુસ્તક કે પ્રગટ કરને મેં સાંસારિક યા આર્થિક પ્રલોભન નહીં હૈ કિન્તુ ઉનકી આંતરિક ભાવના ઇસ કલિકાલમેં વિસ્મૃત હુએ સન્માર્ગ કો પુનઃ પ્રકાશ મેં લાને કી હૈ. વર્તમાન મેં ગૃહસ્થાશ્રમ જો કંટકાકીર્ણ હો ગયા હૈ. જિસને અધો લોક કે વિકટ માર્ગ કો ગ્રહણ કર રખા હૈ, શાંતિ કી છાયાકા જહાં લેશ માત્ર આભાસ તક નહીં હોતા, ઐસે ગૃહસ્થાશ્રમ કો પવિત્ર આશ્રમમેં દેખને કા હી ઉનકા પવિત્ર આશય હૈ. ઉનકા નિશ્ચય યહ હૈ કિ પતિ પત્ની સંયોગ માત્ર સંતાનોત્પત્તિ કી મશીન નહીં હૈ. વહ શરીર મેં ઉત્પન્ન હુએ મલાદિકકે ત્યાગકા સ્થાન અથવા બાહ્ય કારણોં સે વ્યથિત હૃદયોં કે લિયે દો ઘડી કા વિશ્રામ ભવન નહીં હૈ, યા વ્યવહાર કાર્ય નિર્વાહાર્થ પરસ્પર ગાડી કે દો પહિયોં જૈસા સંબંધ નહીં હૈ. કિન્તુ યહ ઉનચાર ઋષિ પ્રણીત આશ્રમોં મેં સે આશ્રમ હૈ, જિસમેં એક દૂસરે અસમર્થ સ્ત્રી પુરૂષ મિલતે હૈં. અપની અસમર્થતાયેં પરસ્પર વ્યક્ત કરતે હુએ સંસારાગર્ત મેંસે ઉપર આને કે લિયે વિચાર ઔર પ્રયાસ કરતે હૈં. કારણ સામાન્ય જનતા ઇતની પ્રાબલ્ય કો નહીં રખતી, જો સ્વયં શ્રેયસ્કર માર્ગ ગ્રહણ કર સકે, એવં ઉદ્દિષ્ટ સ્થાન કો પહોંચ સકે. સંસાર મેં ઔર શરીર મેં અનેક ઐસી ઐસી વિકૃત્તિયેં ભરી હુઇ હૈં જો પ્રાણિયોં કો અનેક સ્થાનોં ઔર સમયોં મેં વિશેષ વિશેષ વિટંબના ઓર ઉલઝનોં મેં ફેંક દેતી હૈં, પ્રાણી ઉસ સમય અત્યંત અસહાય હોજાતે હૈં, મનુષ્ય યોનિ કો વૃથા ગઇ હુઇ દેખકર અનંતાનંત ભવોં કે લિયે રોતે હૈં, ચૌરાસી લાખ યોનિયેં પુનઃ ઉન્હેં ભોગના પડતી હૈં. મનુષ્ય ગતિ કો પ્રાપ્ત હોના, ફિર વડી આયુ કા પાના, નિરોગ શરીર હોના, ઉત્તમ કુળ પાના, જ્ઞાન હોના, સત્સંગતિ કા મિલના, ઔર ફિર ઉસસે ઉસકો લાભ ઉઠાના, ઉન સંતપ્ત પ્રાણિયોં કો અતિ દુર્લભ, એવં અસંભવિત પ્રતીત હોતે હૈં. ઇસી લિયે ઋષિયોને ઐસે હી અસમર્થ પુરુષોં કે લિયે યહ પવિત્ર ગૃહસ્થાશ્રમ કી યોજના કી હૈ. જિસમેં મનુષ્ય અપના શાંતિ માર્ગ,

(મોક્ષ માર્ગ) સરલ કરસકેં, એવં અનંત શાંતિ કો પ્રાપ્ત કર યાવત્ કાલ પ્રભુમય હો. જાંય યહ સરલતાયેં પતિ પત્ની સંયોગ સિવાય અન્ય સંયોગોં મેં નહીં હૈ ઇસિ સંબંધ કો સફલ બનાના હી ગૃહસ્થાશ્રમ કા પ્રયોજન હૈ. પતિ પત્નિ મેં સર્વ ગુણ મૌજૂદ હૈં, અતઃ યહ પવિત્ર ઓર યોગ્ય સંબંધ કિન્હીં ભાગ્યશાલિયોં કો હી મિલતા હૈ.

યહ પુસ્તક ઇસ બાત કે લિયે દર્પણ વત કામ કરેગી.

દૂસરી બાત આપકો ઇસ પુસ્તક કે વાંચતે હી યહ માલૂમ હોગી કિ મનુષ્ય કો અપને જીવન મેં અપની ચર્યા સે કિતના સાવધાન રહના ચાહિયે ઉસ કી જરા સી હી અસાવધાની કિતને કિતને બડે સંકટોં કા સામના કરાતી હૈ. દેખો! સતી દમયંતી કે સ્વયંવર મેં કલિ કો જબ વિલંબ હો ગયા, ઓર ઉસકી ઇચ્છાનુ-સાર દમયંતિ જબ ઉસે ન મિલી તબ ઉસને નળકો પરાસ્ત કરના ચાહા. નલ અપની ચર્યા મેં જબ તક પૂર્ણ સાવધ રહે તબ તક કળિ ઉનકા બાલ બાંકા ન કર સકા, એક દિન જબ રાજા નલને અપની શારીરિક શુદ્ધિ મેં જરા અસાવધાની કર દી, તબ કાલ જો મુંહ વાહીયેં બૈઠા થા, શીઘ્ર તમ્ ગતિ સે ઉનકે શરીર મેં પ્રવેશ કર ગયા—કલિ સંયોગ કે કારણ રાજા નળજો બડે સત્યવાદી થે, ચારિત્રશીલ ઔર દયાસાગર થે, અશરણોં કે શરણ છે, વરવીર ગોદ્ધા થે, ન્યાયી ઓર તાર્કિક રાજાથે, રાજ્ય છોડના પડા, દ્યૂત ક્રીડા કરની પડી, ભોજન તક કા ઠિકાના ન હોને સે પક્ષી કી શિકાર કે લિયે અપને ઉર્ધ્વ વસ્ત્ર કો ફેંકના પડા, કલિ પક્ષી હો કર વહ વસ્ત્ર લે ગયા, એક હી વસ્ત્ર સે નલ દમયંતિ કો અપના સમય નિકાલના પડતા થા. ઇતનેસે હી કલિકો સંતોષ ન હુઆ. રાજા નલ કો ગહન વન મેં અબલા અ.ર અપની પ્રિયતમ દમયંતી કો સોતે હુએ ભાગજાના પડા, નિર્દયો હો ગયે, કાયર હો ગયે, રૂપ લાવણ્ય જાતા રહા. વન—વન ભટકતે, રોતે ધોતે સારથીકા કામ કરનાપડા કલિ ભી જો બડા સામર્થ રખતા થા ઉસકો જરા સા વિલંબ કરને મેં હી અનેક કષ્ટ ભોગને પડે અંત મેં ઉસકા વિનાશ હુઆ.

તીસરી બાત દમયંતી કે સત્ય ઔર શીલવતને અંત મેં વિજય પાઈ. ઉસને પ્રિયતમ પતિ કે દુઃખોં મેં સાથ દિયા, તથા અન્યતમ પ્રેમ કો નહીં છોડા, ઇશ્વિર પર અટલ શ્રદ્ધા રખી ઔર અપની અપૂર્વ યુક્તિયોં સે વિરૂપી પતિકો ઢૂંઢ નિકાલકર જીવનાધાર કો કષ્ટ વિમોચન કિયા, એવં ગૃહસ્થાશ્રમ કા આદર્શ યાવત્ ચન્દ્ર દિવાકરૌ જનતા કે સામને રખા—સતી સાવિત્રી ને અપને ધર્મ કે પ્રભાવ સે એવં પાતિવ્રત ધર્મ કે દ્વારા રાજા યમ કો વશ મેં કિયા—અપને પતિ કો પુનઃ ૪૦૦ વર્ષ કા આયુ દિલાયા, પુત્ર પૌત્રાદિ સે સુખી હુઈ, પિતા કો પુત્ર કલત્રાદિ સે ભરપૂર કિયા, સસુર કો જો જન્માંધ થે આંખે દિલાકર રાજપાટ કુટુંમ્બાદિ સે સંતોષ દિલાયા.

ધન્ય હૈં વે નારી ઔર પુરુષ જો ઇસ મનુષ્ય લોક મેં રહ કર ભી અપના અપના ધર્મ પાલતે હૈં. એક દૂસરે કો અતિ દુઃખમ્ સમય મેં સહાયભૂત હોતે હૈં. ઉનકો સુખી કરતે હૈં ઔર અંત મેં અપના શ્રેય સાધ લેતે હૈં. વે હી અમર હોકર દૂસરોં કો અમર કરને કા માર્ગ ખોળતે હૈં.

પૂજ્યવર બૃહદશ્વ ઋષિ યુધિષ્ઠિર કો ઉદ્દિષ્ટ કર સંસાર કો પ્રેરણા કરતે હૈં કિ આપત્કાલ મેં મનુષ્ય કો અધીર ન હોના ચાહિયે, કર્મફલ સમઝ ધૈર્ય રખના ચાહીયે. અમર આત્મા ઔર વિનાશીક કર્મ ફલ કો સમઝ સત્ય ધર્મ કો ન છોડના ચાહિયે—સતી સાવિત્રી ઔર દમયંતી કે ચરિત્ર કો જો ધ્યાનપૂર્વક મનન કરેગા વહ અતિ અલ્પ કાલ મેં હી અપની વિપત્તિયોં સે પાર હો કર સુખ શાંતિ કો પ્રાપ્ત કરેગા.

અંત મેં પાઠકોં સે મેરા વિનમ્ર નિવેદન હૈ કિ વે ઇસ પુસ્તક કો આદ્યોપાંત સશ્લોક અધ્યયન કરેં ઔર કરાવેં. અવશ્ય ઉન્હેં ઇસસે અપૂર્વ લાભ હોગા.

વિશેષું કિંબહુના— નિવેદક,

**પંડિત–છોટેલાલ પરવાર (D. M.)**

સુપ્રી. શેઠ પ્રે. મો. દિ. જૈ. બોર્ડીંગ,—**અમદાવાદ.**

# નિવેદન

જગતના પ્રભુને નમસ્કાર કરી પુસ્તક લખવાનો મારો હેતુ તથા મારા વિચારો વિનયપુર્વક પ્રિય વાંચકો સમક્ષ રજુ કરૂં છું:–

સાચો સનાતન ધર્મ એકજ છે. જગતના મહાન ઈશ્વર એકજ છે. ઈશ્વરની કૃતિ અને સૃષ્ટિમાં સમભાવ છે. સમાજની સૃષ્ટિ અને વ્યવસ્થામાં ભિન્નભાવ અને ભેદ રહેલા છે. બાળકનું જન્મદ્વાર એકજ છે. ભલે તે તવંગરને ત્યાં જન્મે અગર ગરીબને ત્યાં જન્મે. તેમજ પંચમહાભૂતનું શરીરજ દરેકને છે. કોઈમાં આ પંચમહાભૂતો સિવાયની વસ્તુ નથી.

પ્રકૃતિ અને પુરૂષ અનાદિ છે. જેને શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તરીકે વર્ણવ્યા છે કોઈ પણ સ્થાવર યા જંગમની ઉત્તપત્તિ આ બે ( પ્રકૃતિ અને પુરૂષ ) સિવાય કદી પણ થતીજ નથી. ગ્રહસ્થાશ્રમ સિવાય ચારે આશ્રમની ઉત્પત્તિ નથી. **ગ્રહસ્થાશ્રમ ચારે આશ્રમનું મૂળ છે.**

આવો ગ્રહસ્થાશ્રમ અનાદિકાળથી ચાલ્યો આવે છે. પ્રકૃતિ અને પુરૂષ સિવાય કોઈ વસ્તુ સંભવેજ નહિ. તેમ નર, અને નારી બે સિવાય સંસાર ચાલેજ નહિ. માટેજ વિદ્વાન ડાહ્યા તત્વદર્શિ વિજ્ઞાની રૂષિમુનીઓએ માનવ માટે વ્યવસ્થાપૂર્વક ગ્રહસ્થાશ્રમ ધર્મ કેવી રીતે પાળવો અને મનુષ્યદેહને મેળવી સાચો ધર્મ પાળી જગતના પ્રભુની સૃષ્ટિમર્યાદાને સમર્થન કરી મોક્ષ કેમ મેળવવો એવા વ્યવહાર સાથે પરમાર્થની વ્યવસ્થા મનુસ્મૃતિમાં તથા મહાભારત અને બીજા ધર્મ-ગ્રંથોમાં સારી રીતે રૂષિમુનીઓએ પરોપકારાર્થેજ બતાવી છે.

સારા સજ્જન સંતોએ વર્તનમાં બતાવી પોતાના દાખલાથી અનેક દુ:ખો સહન કરી આધિભૌતિક સુખ નાશવંત છે. એમ માની તેમાં હર્ષ કે શોક નહિ કરતાં આધિદૈવીક દુ:ખો અને સુખો ભોગવી

તેના પરીણામોથી પણ પરાજીત ન થતાં, સંતો વિજ્ઞાનીઓ અને પંડીતો, દાખલા તરીકે રામ અને સીતા, નળ અને દમયંતી, સત્યવાન અને સાવિત્રી, હરિશ્ચંદ્ર અને તારામતિ, વિગેરે અનેક ઇતિહાસો રામાયણ અને મહાભારતમાં છે. જે વાંચવાથી અને તે પ્રમાણે વર્તવાની તીવ્રઇચ્છા આચારમાં મુકતાની સાથેજ અનુભવ પ્રાપ્ત થાય.

ગ્રહસ્થાશ્રમ વિવેક પૂર્વક પાળવોજ જોઇએ. વ્યવસ્થા વગરના ઘરની કીંમત કોડીની છે. બુદ્ધિ વગરના ગ્રહસ્થાશ્રમની કીંમત પણ તેટલીજ છે. વ્યવસ્થા વગરનું ઘર ગ્રહસ્થાશ્રમ અગર કોઇપણ આશ્રમ અગર કોઇપણ રાજ્ય કોડીનું છે. વ્યવસ્થા Discipline **विवेको दशमो निधिः** વિવેક વ્યવસ્થા એ પ્રથમ. વિવેક વગરનો મનુષ્ય પશુ સમાન છે. વિવેક વગર ગ્રહસ્થાશ્રમ સૂન્ય છે. વિવેક વગર રાજ્ય પણ વ્યર્થ નકામું અને શૂન્યવત્ છે. માટે વિવેકી પુરૂષોના ચરણે જઈ, સત્ વસ્તુને પકડી, સંત પુરૂષોએ આચરેલા નળ–દમયંતીના ગ્રહસ્થાશ્રમને જુઓ, જાણો. તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરો. એજ આ પુસ્તક છાપવાનો હેતુ જનતા સમક્ષ રજુ કરવાનો છે. સંતપુરૂષોએ આચરી બતાવેલો સાચો ગ્રહસ્થાશ્રમ ધર્મ. આનુંજ નામ શિક્ષણ, કેળવણી આનુંજ નામ, સાચો સનાતન ધર્મ. સંતોએ પાળેલો વર્તનમાં આચારમાં મુકી જનતા સમક્ષ રજુ કરેલો સાચો ઇતિહાસ. આ ઇતિહાસને વિવેકી પુરૂષો વાંચી સમજશે એજ. જગન્નાથ પ્રભુ સર્વના હૃદયમાં રહેલા અને સર્વના સાક્ષી ત્રિલોકના નાથ સર્વને સદ્બુદ્ધિ આપો એજ પ્રાર્થના–**इति श्री कृष्णार्पणमस्तु** ॥



श्रीशकेऽब्जांग नागेन्दौ शरांकांक धरा समे ।
वैक्रमाब्दे शुभे मासे चाश्विने बहुले दले ॥ १ ॥
पंचम्यां जीववारे वै, शिवभे सिद्धयोगके ।
सुमुहूर्ते शुभे लग्ने, नवांशे बलवत्तरे ॥ २ ॥
तत्समये विशुद्धेन, कल्याणदास सूनुना ।
श्रीमान्सांकलचंदेन, भारतोक्ता कथा शुभा ॥ ३ ॥
वनपर्वे समा ख्याता, वैदर्भीनल भूपयोः ।
तत्तु गुर्जर भाषायां, कृता टीका मनोहरा ॥ ४ ॥
तां दृष्ट्वा विबुधा यांतु, संतोषं परमं सदा ।
पातिव्रत्यप्रदा स्त्रीणा मिदमाख्या न मद्भूतम् ॥ ५ ॥

---

## આભારદર્શન

આ સ્થળે રા. રા. પરવાર પંડીતજી છોટાલાલજી જેઓ શ્રી જૈનદીગંબરી બોર્ડીંગના અધ્યક્ષ પદે છે. તેમણે પ્રસ્તાવના લખી છે. તેમનો આભાર માનું છું તેમજ રા. રા. જ્યોતિર્વિદ ભૂષણ શ્રીમાન્ મુળશંકરભાઈ એ પાંચ શ્લોક મારા સંબંધમાં બનાવી આપવા તસ્દી લીધી છે. તેમનો આભાર માનું છું તેમજ પ્રેસના માલીકની પ્રસાદીથી આ સર્વ કાર્ય નિર્વિઘ્ને પાર પડ્યું છે તે માટે તેમનો પણ આભાર માનું છું.

સાંકળચંદ કલ્યાણદાસ શાહ.

# અનુક્રમણિકા

Stanza XII—વિવેકી દમયંતી નળરાજાના અસ્વસ્થ ચિત્તને પિછાને છે અને તેથીજ કહે છે કે વિદર્ભ દેશમાં જવાનો વિચાર હોય તો બંનેએ જવું જોઈએ.

Stanza XIII—નળરાજાની કલિએ ફેરવેલી બુદ્ધિ અને દમયંતીનો કરાવેલો ત્યાગ–ધર્મ સંકટ વખતે બુદ્ધિ ઝોલા ખાય છે.

Stanza XIV—નળરાજાના દમયંતી ઉપરના સ્નેહનું તથા દુઃખનું દિગ્દર્શન અને દેવોનું લીધેલું શરણુ.

Stanza XV—સતી દમયંતીએ કલિને દીધેલો શ્રાપ તથા પારધિને આપેલો શ્રાપ.

Stanza XVI—દમયંતીએ પોતાની માશીને ત્યાં રહેવા માટે પોતાના નિયમ અને વ્રતની કરેલી જાહેરાત. દુઃખમાં પણ પોતાનો ધર્મ છોડવો નહિ તોજ ઇશ્વર સહાય કરે છે.

Stanza XVII—નળરાજાને કર્કોટકે કહેલી ભવિષ્ય વાણી તેમજ શાંતિપૂર્વક કરેલું આશ્વાસન.

Stanza XVIII—નળરાજાનો દમયંતીના વિયોગને લીધે વિલાપ.

Stanza XIX—દમયંતીએ પોતાની માતા સમક્ષ નળરાજાની શોધ માટે કરેલી માગણી.

Stanza XX—દમયંતીએ બુદ્ધિ પૂર્વક રચેલી ગાથા યાને પોતાના પતિને કહેલો માર્મિક સંદેશો

Stanza XXI—બુદ્ધિશાળી નળરાજાએ આપેલો જુવાપ અને દુઃખી અવસ્થામાં પવિત્ર પત્નીની ફરજ યાને ધર્મ.

Stanza XXII—દમયંતીએ સાંભળેલો રથ તથા ઘોડાઓનો અવાજ અને નળરાજાના મેળાપની કરેલી આગાહી તેના દિવ્યપ્રેમનું વર્ણન અને પ્રતિજ્ઞા.

Stanza XXIII થી XXXII—નળરાજાની દમયંતીએ પોતાની દાસી મારફત કરેલી પરીક્ષા અને તેમાં મેળવેલી સફળતા.

Stanza XXXIII—દમયંતીએ પોતાની માતાને તે વાત નિવેદન કરી પોતે સ્વયં પરીક્ષા કરવા ઇચ્છે છે તે મુજબ નળરાજાનું દમયંતીના મહેલમાં આગમન અને બંનેનો પરસ્પર મિલાપ અને શોક.

Stanza XXXIV—દમયંતીએ નળરાજાને પુછેલો સીધો પ્રશ્ન અને સાચા પતિનું પવિત્ર પત્ની સાથે કેવુ વર્તન જોઈએ? પવિત્ર પતિવ્રતાએ પોતાના ચારિત્રય તથા સ્નેહનું કરેલું વર્ણન પવિત્ર નિર્દોષ નારીને પવિત્ર નિર્દોષ સત્યવાદી રાજા કેમ ત્યાગ કરે?

Stanza XXXV—નળરાજા પોતે નિર્દોષ છે કલિ જવાબદાર વ્યક્તિ છે. પોતાનું જાહેર કરેલું પવિત્ર ચારિત્ર્ય અને દમયંતીને સ્વયંવર માટે પુછેલો પ્રશ્ન.

Stanza XXXVI—દમયંતી પોતે નિર્દોષ છે પોતાના પતિ નળરાજાને બોલાવવા માટેજ આ ઉપાય શોધવો પડયો છે દેવોએ દમયંતીને નિર્દોષ પવિત્ર પતિવ્રતા તરીકે જાહેર કરી.

Stanza XXXVII—નળરાજાએ મેળવેલું પોતાનું પુનઃ સ્વરૂપ નળદમયંતીનો મેળાપ.

Stanza XXXVIII—નળરાજાએ પુષ્કર ઉપર મેળવેલી જીત.

Stanza XXXIX—નળરાજાને ગએલા રાજ્યની પુનઃ પ્રાપ્તિ દમયંતીનું વિદર્ભદેશથી પુર્ણ વૈભવમાં આગમન અને સર્વ સુખની સંપૂર્ણ પ્રાપ્તિ સાચો ગ્રહસ્થાશ્રમ ધર્મ વર્તનમાં મુકનાર દંપતી નળ દમયંતીની જોડી.

---

# श्रीकृष्णः शरणं मम ॥

ईश्वरः सर्वे भूतानां, हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि, यंत्रारूढानि मायया ॥ १ ॥

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ २ ॥

सर्वधर्मान्परित्यज्य, मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो, मोक्षयिष्यामिमाशुचः ॥ ३ ॥

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥ ४ ॥

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥ ५ ॥

## Stanza 1

दमयंति नलो नाम निषधेषुमहीपतिः ।
अश्विनोः सदृशोरूपे नसमास्तस्यमानुषाः ॥
कंदर्प इवरूपेण मूर्तिमान भवत्स्वयम् ॥ २७ ॥
तस्यवैयदि भार्यात्वं भवेथावरवर्णिनि ।
सफलं ते भवेज्जन्म रूपं चेदं सुमध्यमे ॥ २८ ॥
वयंहिदेवगंधर्व मनुष्योरग राक्षसान् ।
दृष्टवंतो न चास्माभि दृष्टपूर्वस्तथाविधः ॥ २९ ॥
त्वंचापि रत्नं नारीणां नरेषुचनलो वरः ।
विशिष्टाया विशिष्टेन संगमो गुणवान भवेत् ॥ ३० ॥
एवमुक्ता तुहंसेन दमयंती विशांपते ।
अब्रवीत्तत्रतं हंसं त्वमप्येवं नलं वद ॥ ३१ ॥
तथेत्युक्त्वाण्डजः कन्यां विदर्भस्यविशांपते ।
पुनरागम्य निषधान्नले सर्वन्यवेदयत् ॥ ३२ ॥

ભૂમિકા—પાંડવો વનવાસમાં રહેતા હતા. ત્યાં બૃહદશ્વ નામના ૠષિ આવ્યા તેમનું યથાવિધિ સ્વાગત યુધિષ્ઠિરે કર્યું પછીથી વાર્તાના પ્રસંગ ચાલતા યુધિષ્ઠિરે પોતાના દુઃખની વાત કહી અને આવું દુઃખ કોઇને પડયું હશે ? એવો પ્રશ્ન પુછવાથી બૃહદશ્વૠષિ યુધિષ્ઠિરને નળ રાજાનું આખ્યાન કહે છે. આ પ્રમાણે મહાભારતમાં વનપર્વમાં આખ્યાન છે.

નિષધ દેશમાં નળ નામે રાજા હતો. તે સદ્ગુણી અને જીતેંદ્રિય તેમજ સત્યવાદી અને પ્રજાનું પાલન કરનાર

મતલબ કે તે સર્વ ગુણુ સંપન્ન અને પ્રજાપ્રિય રાજા હતો જેવો તે ગુણુમાં હતો તેવોજ તે કામદેવ સમાન કાંતિવાળો હતો. આ પ્રમાણે તેના વખાણુ ભાટચારણો સર્વ દિશામાં કરવા લાગ્યા.

વિદર્ભ દેશમાં ભીમ નામે રાજા રાજ્ય કરતો હતો તેને સંતતી નહોતી. એક વખતે દમન નામના રૂષિ ત્યાં આવ્યા અને રાજાએ તે રૂષિનું સારૂ સન્માન કરી ખુબ સંતોષ્યા. રૂષિ પ્રસન્ન થયા અને રાજા ઉપર કૃપા કરી વરદાન આપ્યું કે તને સંતતી થશે અને તેઓના નામ મારા નામ ઉપર રાખજે. રાજાને ત્રણુ પુત્ર અને એક પુત્રી થયા. પુત્રીનું નામ **દમયંતી.** રૂપ અને ગુણુમાં તેના સમાન કોઇ નહતું. અર્થાત્ રૂપમાં રતિ જેવી તે દમયંતી હતી. તેના રૂપ તથા ગુણુના પણુ તે પ્રમાણે વખાણુ થયા. અને દેશોદેશ તે સમાચાર પ્રસર્યા. એટલે નળ રાજાના સાંભળવામાં પણુ આ સમાચાર આવ્યા, અને તેજ પ્રમાણે નળના ગુણુ દમયંતીના સાંભળવામાં આવ્યા. તેથી કરીને અન્યોઅન્ય પ્રીતી ઉત્પન્ન થઇ. એક વખતના અરસામાં નળ રાજા પોતાના બગીચામાં ફરે છે તે વખતે સોનેરી હંસોને તેણે પોતાના બાગમાં જોયા તે જોઇને વિસ્મય પામીને તેણે હંસને લેવા વિચાર કર્યો અને સોનેરી હંસને તે રાજાએ પકડયો. હંસ મનુષ્ય વાણીથી રાજાને કહેવા લાગ્યો કે હે રાજા હું તારૂં પ્રિય કરીશ તમે મને મારશો નહી. દમયંતીને હું એવા પ્રકારે વચન કહીશ કે જેથી તે દમયંતી તમારા સિવાય બીજા કોઇને પતિ તરીકે સ્વીકારશે નહી. અર્થાત્ તમનેજ પતિ તરીકે

સ્વીકારશે. આ પ્રમાણે હંસનું વચન સાંભળી તે પ્રમાણે કરવાનું વચન લઇ રાજાની આજ્ઞા લઈ હંસ વિદર્ભ દેશમાં આકાશ માર્ગે ચાલ્યો. અને દમયંતી જ્યાં બેઠી હતી તે બાગમાં જઈ દમયંતીને એકાંતમાં તે પક્ષી મનુષ્ય વાચાથી આ પ્રમાણે કહેવા લાગ્યો.]

હંસ દમયંતીને કહે છે—નિષધ દેશમાં હે દમયંતી ? નળ નામે એક રાજા છે. કોઈપણ પુરૂષ રૂપમાં તેની બરોબરી કરી શકે તેમ નથી. અશ્વિનીકુમાર સમાન અને સાક્ષાત્ કામદેવની મૂર્તિ છે. તમારા રૂપ પ્રમાણે તો તમે જો તે રાજાની પત્ની થાઓ તોજ તમારા જીવનની સાફલ્યતા યાને સાર્થકતા પ્રાપ્ત કરી ગણાય. અમે (આકાશમાં ઉડનાર અને સર્વ ઠેકાણે ગતી કરવા શકિતમાન છીએ તેથી) દેવોને તેમજ ગંધર્વ, મનુષ્ય, નાગ તથા રાક્ષસોને જોયા છે. પણ આવો નળ રાજા સમાન અમે કોઈપણ પુરૂષ જોયો નથી (અર્થાત્ નળ રૂપમાં અને ગુણમાં અપ્રતિમ સર્વથી અધિક છે.) સ્રીઓમાં તું શ્રેષ્ઠ છે. બન્નેનો પતિ પત્ની તરીકે યોગ સંબંધ થાય તે ઘણુંજ સુંદર ગણાય (એમ મારો મત છે.) આ પ્રમાણે હંસના વચન સાંભળી દમયંતીએ હંસને કહ્યું કે તેજ પ્રમાણે (જેમ મને કહ્યું તેમ) નળને કહેજે. હંસે દમયંતીને તે પ્રમાણેજ નળને કહીશ. એમ કહી હંસ આકાશ માર્ગે ચાલી નીકળી નિષધ દેશમાં આવી સર્વ વિગતથી નળ રાજાને વાકેફ કર્યો. (અને પછીથી હંસ પોતાના માર્ગે રાજાની રજા લઇને ગયો.)

## Stanza 2.

कस्त्वं सर्वानवद्यांग ममहृच्छयवर्धन ।
प्राप्तोस्यमरवद्वीर ज्ञातुमिच्छामितेऽनघ ॥ २० ॥
कथमागमनं चेदं कथंचासिन लक्षितः ।
सुरक्षितंह्हिमेवेश्म राजाचैवोग्रशासनः ॥ २१ ॥
एव मुक्तस्तु वैदर्भ्या नलस्तां प्रत्युवाचह ।

नल उवाच—

नलंमां विद्धिकल्याणि देवदूतमिहागतम् ॥ २२ ॥
देवास्त्वां प्राप्तुमिच्छन्ति शक्रोऽग्निवरुणोयमः ।
तेषामन्यतमं देवं पतिंवरय शोभने ॥ २२ ॥
तेषामेवप्रभावेण प्रविष्टोऽहमलक्षितः ।
प्रविशन्तं नमां कश्चिदपश्यन्नाप्यवारयत् ॥ २३ ॥
एतदर्थमहंभद्रेप्रेषितः सुरसत्तमैः ।
एतछ्रुत्वाशुभे बुद्धिं प्रकुरुष्व यथेच्छसि ॥ २४ ॥

[ હંસના વચન સાંભળ્યા પછી દમયંતિએ નળ રાજાને મનથી પતિ તરીકે પસંદ કર્યો. અને પછીથી તેના પિતાએ તેના સ્વયંવરની તૈયારીઓ કરવા માંડી અને દરેક દેશના રાજાઓને તે સ્વયંવરમાં આમંત્રણ કરવામાં આવ્યા. દમયંતીનો સ્વયંવર સાંભળીને દેશ દેશના રાજાઓ વિદર્ભ દેશમાં આવવા લાગ્યા અને આ દમયંતીના સ્વયં-વરની તથા તેના રૂપ અને ગુણની વાત જ્યારે નારદમુનીએ દેવોને કહી ત્યારે ઈંદ્ર, યમ, અગ્નિ અને વરૂણ એમ ચાર

દેવોએ પણ તે સ્વયંવરમાં જવાનો નિશ્ચય કર્યો અને પોતાના વિમાનમાં બેસી દેવો ત્યાં (એટલે વિદર્ભ દેશમાં) આવ્યા. આકાશમાં વિમાનને રાખી ચારે દેવો આવે છે, તેજ વખતે નળ રાજા ત્યાં આવી પહોંચે છે. તે નળને જોતાંજ ચારે દેવો (તેની કાંતીને જોઈને) વિસ્મય પામ્યા. અને નળ રાજાને કહ્યું કે હે નિષધેશ્વર રાજા નળ તું સત્યવાન છે. અમને મદદ કર હે નરોત્તમ! તમે અમારા દૂત તરીકે કામ કરો. નળે તેમ કરવા હા પાડી અને પુછયું કે મને દૂત તરીકે કામ કરવાનું કહો છો. એવા આપ કોણ છો? તે ઉપરથી દેવોએ કહ્યું કે અમે ચારે જણ દેવો છીએ અને દમયંતીના સ્વયંવરમાં દમ-યંતીને મેળવવાની ઈચ્છાથી આવ્યા છીએ આ અમારી ઇચ્છા છે તે તમે અમારા દૂત તરીકે જઇ દમયંતીને જણાવો આ પ્રમાણે દેવોનું વચન સાંભળી નળ રાજા દેવોને કહે છે કે, હે દેવો! જે ઇચ્છા તમારી છે તેજ મારી ઈચ્છા છે. એટલે દમયંતીને પ્રાપ્ત કરવાની ઈચ્છાથી જ હું પણ અત્રે આવ્યો છું માટે આ કામમાં મારો સ્વાર્થ રહેલો છે. તે હું આપની સમક્ષ જાહેર કરૂં છું અને તેથીજ તમોને કહું છું કે દૂત તરીકે તમે બીજા માણુસની પસંદગી કરશો તો ઠીક પડશે કારણ કે સામાન્ય રીતે મનુષ્ય પ્રથમ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા પ્રયત્ન કરે અને પછીજ બીજાનો. આ પ્રમાણે દેવોને કહેવામાં આવ્યું ત્યારે દેવોએ કહ્યું કે હે નળરાજા અમે તમને સામાન્ય પુરૂષ નહી પણ સત્યવાદી રાજા તરીકે માનીએ છીએ અને તમે અમારો સંદેશો ચોક્કસ અને પ્રમાણિકતાથી દમયંતીને કહેશો એ પ્રમાણે

અમને તમારામાં પાક્કો વિશ્વાસ છે અને તેથીજ આ કામ તમને સોંપીએ છીએ અને તમે કામ કરશોજ એવી અમને ખાત્રી છે. આ પ્રમાણે દેવોના વચન સાંભળ્યા પછી નળ રાજાએ કહ્યું કે દમયંતીના મહેલમાં પુરૂષથી તો પ્રવેશ થાયજ નહી ત્યાં તો ચોકી પહેરોજ હોય એવા સુરક્ષિત મહેલમાં મારાથી શી રીતે જવાય ? ત્યારે દેવોએ કહ્યું કે અમારા પ્રભાવથી તમે દમયંતીના મહેલમાં જઈ શકશો અને તમને કોઈપણ દેખી શકશે નહીં એવું અમારૂં દેવોનું વચન છે. માટે તમે ભયરહિત તથા શંકારહિત થઈને જાઓ. અને અમારો સંદેશો દમયંતીને જરૂર કહો. આ પ્રમાણે દેવોનું વચન સાંભળી નળરાજા દમયંતીના આવાસ. યાને મહેલમાં ગયા. અને તે નળરાજાને ફક્ત દમયંતીએજ જોયા. જોતાંની વારજ દમયંતી કહે છે.

દમયંતી કહે છે કે—પ્રીતીને ઉત્પન્ન કરનાર દેવના સમાન હે વીર તમે કોણ છો ? શા માટે આવ્યા છો ? અને કેમ તમોને કોઈ જોઈ શક્યુ નહિ ? હે પાપરહિત ! મારા મહેલને સારી રીતે રક્ષણ કરવામાં આવ્યો છે અને રાજા પણ પોતાના હુકમો પાલન કરવામાં ઉગ્ર છે. અર્થાત્ આ પ્રમાણે હોવાથી કોઈ પણ મનુષ્ય મારા મહેલમાં દાખલ થઇ શકે નહી એવો પાકો બંદોબસ્ત હોવા છતાં તમે શી રીતે આવ્યા તે હું જાણવા માગું છું તે આપ જણાવો. )

નળ રાજા કહે છે—હે કલ્યાણિ તું મને નળરાજા જાણ. અને દેવના દૂત તરીકે અહિંઆ હું આવ્યો છું.

ઇંદ્ર, અગ્નિ, વરૂણુ અને યમ એમ ચાર દેવો આવ્યા છે. અને તે તને મેળવવાની ઇચ્છા રાખે છે. તેઓમાંથી ગમે તે એક દેવને તું પતિ તરીકે પસંદ કર. તેમના પ્રભાવથીજ હું આ મહેલમાં દાખલ થઇ શકયો છું અને મને કોઇ પણ જોઇ શકયું નહિ. તે તેમનોજ પ્રભાવ છે. દાખલ થતાં મને કોઇએ જોયો નથી અને તેથીજ કોઇએ મારો અટકાવ કર્યો નથી. દેવોએ આ કામને માટે મને મોકલ્યો છે. અને તેમના મોકલવાથી હું અત્રે આવ્યો છું હવે આ સમાચાર સાંભળી તમારી ઇચ્છા હોય તેમ કરો.

## Stanza 3.

सा नमस्कृत्य देवेभ्यः प्रहस्य नलमब्रवीत् ।
प्रणय स्व यथाश्रद्धं राजन् किं करवाणिते ॥ १ ॥
अहं चैवहि यच्चान्यन्ममास्ति वसु किंचन ।
तत्सर्वं तव विस्रब्धं कुरु प्रणयमीश्वर ॥ २ ॥
हंसानां वचनं यत्तु तन्मां दहति पार्थिव ।
त्वत्कृतेहिमया वीर राजानः संनिपातिताः ॥ ३ ॥
यदित्वं भजमानां मां प्रत्याख्यास्यसिमानद ।
विषमग्निं जलं रज्जुमास्थास्ये तवकारणात् ॥ ४ ॥
एवमुक्तस्तु वैदर्भ्या नलस्तां प्रत्युवाचह ।

[ દમયંતીએ નળ રાજાના વચનો સાંભળ્યા. દેવોએ મોકલેલો સંદેશો સાંભળી દમયંતીએ પોતાના મન સાથે વિચાર કરી નળ રાજાને પોતાનો કરેલો નિશ્ચય જણાવવા નળ રાજાને કહેવા લાગી. ]

દમયંતી કહે છે—દમયંતી દેવોને નમસ્કાર કરી નળ રાજાને સ્મિતવદનથી આ પ્રમાણે કહે છે. હે રાજન્ મારા તરફ તમારી શ્રદ્ધા મુજબ સ્નેહ કરો. અર્થાત મારા તરફ તમારે પૂર્ણ પ્રીતિ કરવીજ જોઇએ. એમાં જરા પણ શક અથવા કચાશ રાખવાની કાંઈપણ જરૂર નથી. આનુંજ નામ ખરેખર પ્રેમની કસોટી છે. મારા કરેલા નિશ્ચયમાંથી હું ડગવાની નથી. મારો નિશ્ચય અડગ છે. અર્થાત્ હું તમનેજ પતિ તરીકે વરી ચુકેલી છું એમ તમારે ચોક્કસ માનવું, હે રાજન્? મારે તમારે માટે શું કરવું? તે આપ ફરમાવો. (હું તમારી આજ્ઞાનું પાલન કરવાની રાહ જોઈ રહી છું અને તે કરવાને તત્પર છું.) હું અને બીજું જે કાંઇ મારૂં છે અને મારૂ ધન વિગેરે જે કાંઈ છે તે સર્વ તમને હું અર્પણ કરી ચુકી છું એમ ચોક્કસ તમે માનો અને મારા ઉપર હે મારા હૃદયેશ્વર તમે પ્રીતી રાખો. હે રાજા હંસોનું વચન અને તે પ્રમાણે વર્તવા કરેલી મારી પ્રતિજ્ઞા તે મને યાદ આવે છે. એટલે તમારા તરફની મારી પસંદગી અને નિશ્ચય હંસોના વચનનું ભાન કરાવે છે માટે હે મહીપતી હું તમનેજ સર્વ અર્પણ કરી ચુકી છું મારૂ તન મન અને ધન આપ જ છો. એવું હું માનું છું. અને એજ મેં સમજ પુર્વક અર્થાત્ બુદ્ધિપુર્વક નિશ્ચય કર્યો છે. (આવા નિશ્ચયવાળી મને હે રાજન્ તમે અનાદર કરી શકવાને સમર્થ યાને યોગ્ય નથી.) (અર્થાત્ તેમ કરવું એ તમારા જેવાને છાજે નહી માટે હું કહું છું કે) હું કે જે તમને જ સર્વસ્વ ગણું છું એવી મને તમે જો ત્યજશો એટલે કે મારી

તમારા પ્રત્યેની સ્વામી ભકતીનો જો તમારા જેવા યોગ્ય પુરૂષ તરફથી અનાદર કરવામાં આવશે. તો મારે વિષ (ઝેર) અગર અગ્નિ કાં તો જલ અગર દોરડાનું શરણુ લેવું પડશે. અને તેની જવાબદારી તમારી ગણાશે. અર્થાત્ તમારે માટે જ (તમે અનાદર કરશો તો) જલમાં દેહ ત્યાગ કરીશ કાં તો ઝેર ખાઈશ અગર અગ્નિમાં મારા દેહને બાળી મુકીશ અગર ફાંસો ખાઈ દેહનો ત્યાગ કરીશ આવો મારો દૃઢ સંકલ્પ છે. (અર્થાત્ તમારા સિવાય હું જીવવાની ઇચ્છા કરતી નથી. તમેજ મારા પતિ એમ મેં નિશ્ચય કરેલો છે. માટે તમારે મને પત્ની તરીકે સ્વીકારવી જ જોઇએ. એ હું આપને ફરી ફરીને કહું છું પ્રીતીના દાન એકજ વખત થાય છે અને સંતો પોતાના કરેલા સંકલ્પમાંથી કદી પાછા ફરતા નથી તેજ પ્રમાણે મનથી મેં કરેલો નિશ્ચય મેં આપને વાણી દ્વારા સંભળાવ્યો. અને તેજ સંકલ્પને હવે આચરણમાં મુકવોજ જોઇએ એ પ્રમાણે તત્વ દર્શિઓનો મત છે). આ પ્રમાણે મારી મનોવૃત્તિ છે. માટે તમારે તેનો યોગ્ય વિચાર કરવો જોઇએ. હવે હું તો તમને સર્વસ્વ અર્પણ કરી ચુકી છું માટે સઘળી જવાબદારી હવે તમારે શીર છે.

આ પ્રમાણે દમયંતીના વચનો સાંભળી નળ રાજા વિચાર કરવા લાગ્યો. અને સ્વગત્ કહે છે કે, શું દમયંતીની મારા પ્રત્યેની અથાગ પ્રીતી અને મારા માટે તેનો શુદ્ધ પ્રેમ આવી દમયંતીનો મારાથી ત્યાગ કેમ થઈ શકે ? પણ અત્યારે તો હું દેવોનો સંદેશો કહેવા જ આવ્યો છું માટે મારી ફરજ મારે પ્રમાણિકપણે બજાવવીજ જોઇએ.

એટલે મારા સ્વાર્થની ખાતર હું કાંઇ કરી શકુંજ નહીં. કારણ કે સંત પુરૂષો પોતાના સ્વાર્થને બાજુએ રાખી પારકાનું કામ કરે છે. અને તેજ સંત પુરૂષો છે, અને જેઓ પોતાના સ્વાર્થને સાધી પારકાનું ભલું કરે છે. તે મધ્યમ વર્ગના છે માટે મારે તો સંતોના માર્ગને અનુસરવું જ જોઇએ. અર્થાત્ દેવોનુ કામ કરવાને મેં વચન આપેલું છે માટે મારે પ્રમાણિકપણે તે કામ કરવું જોઇએ. આવો મનથી વિચાર કરી નળરાજા દમયંતીને કહે છે—

## Stanza 4.

तिष्ठत्सु लोकपालेषु कथं मानुष मिच्छसि ॥ ५ ॥
येषामहं लोककृतामीश्वराणां महात्मनाम् ।
न पादरजसा तुल्यो मनस्तेषु प्रवर्तताम् ॥ ६ ॥
विप्रियं ह्याचरन्मर्त्यो देवानां मृत्युमिच्छति ।
त्राहि मामनवद्यांगि वरयस्व सुरोत्तमान् ॥ ७ ॥
विरजांसि च वासांसि दिव्याश्चित्राः स्रजस्तथा ।
भूषणानि च मुख्यानि देवान्प्राप्यतु भुंक्ष्व वै ॥ ८ ॥
य इमां पृथिवीं कृत्स्नां संक्षिप्य ग्रसते पुनः ।
हुताशमीशं देवानां का तं नवरयेत्पतिम् ॥ ९ ॥
यस्य दंडभयात्सर्वे भूतग्रामाः समागताः ।
धर्ममेवानुरुध्यंति का तं नवरयेत्पतिम् ॥ १० ॥
धर्मात्मानं महात्मानं दैत्यदानवमर्दनम् ।
महेन्द्रं सर्वदेवानां का तं नवरयेत्पतिम् ॥ ११ ॥

क्रियतामविशंकेन मनसा यदि मन्यसे ।
वरुणं लोकपालानां सुहृद्वाक्यमिदं शृणु ॥ १२ ॥
निषधे नैवमुक्तासा दमयंती वचोऽब्रवीत् ।
समाप्लुताभ्यां नेत्राभ्यां शोकजेनाथवारिणा ॥ १३ ॥
देवेभ्योहं नमस्कृत्य सर्वेभ्यः पृथिवीपते ।
वृणेत्वामेवभर्तारं सत्यमेतद् ब्रवीमिते ॥ १४ ॥

નલરાજા કહે છે—આ જગતના પાલક એવા દેવો ક્યાં અને ક્યાં એક મૃત્યુલોકનો મનુષ્ય એવો હું. એક બાજુ દેવો અને બીજી બાજુ હું એક મનુષ્ય. એ બંનેમાં તમે મનુષ્યને કેમ પસંદ કરો છો? જેના પગની રજ બરાબર પણ હું નથી તો તેવા દેવો આગળ હું કોણ માત્ર? માટે તમારે દેવો તરફ મન વાળવું જોઈએ. દેવોનું અપ્રિય કરનાર અર્થાત્ દેવથી પ્રતીકૂળ વર્તનાર માનવી કદી સુખ પામતોજ નથી. અર્થાત્ વિનાશનેજ પામે છે. હે સર્વાંગ સુંદરી મને બચાવ (દેવોથી મારી રક્ષા કરો) ઉત્તમદેવોને તમે પસંદ કરો દેવોના વસ્ત્ર તેમજ ભૂષણો અમર અવિનાશી છે. જ્યારે મનુષ્ય અને તેના ભૂષણો અને સમૃદ્ધિ નાશવંત છે તો સમજુ માણસે દેવોની પસંદગી કરવી જોઈએ. ક્યાં દિવ્ય દેવોની સમૃદ્ધિ અને ક્યાં મારો માનવ વભવ? મારો વૈભવ અને મારૂ શરીર સઘળુ નાશવંત અને દેવો જે અમર છે તેમનો વભવ પણ તેવોજ તેમની બરોબરી મારાથી કોઇપણ રીતે થઇ શકેજ નહી આ પ્રમાણે તફાવત છે માટે હે દમયંતી તારી મનોવૃત્તિ દેવો તરફજ જવી જોઇએ અગ્નિદેવ જે મહાન દેવ છે અને આખી

પૃથ્વીને એકજ ગ્રાસમાં ગળી જાય એવી અગાધ શક્તિ-વાળા અગ્નિદેવને કઇ સ્ત્રી પતિ તરીકે સ્વીકારે નહી? તેમજ યમરાજા કે જેના ભયથી પાપી લોકો પણ પાપ કરતા ડરે છે અને સન્માર્ગે જાય છે. એવા યમરાજાને કઇ સ્ત્રી પતિ તરીકે સ્વીકારે નહી? વળી ઇંદ્રદેવ જેને દેવોના ઇશ કહેવામાં આવે છે અને જે દાનવના મદને ઉતારનાર એવા વીર અને પરાક્રમી ઇંદ્રદેવને કઇ સ્ત્રી પતિ તરીકે સ્વીકારે નહી? તેમજ મારી સુચના મુજબ લોકના પાળક એવા વરૂણદેવ તરફ જો તમારી ઇચ્છા હોય તો તે મુજબ વરૂણને પણ પસંદ કરી શકો છો. આ પ્રમાણે મેં મારા વિચારો જણાવ્યા હવે તમોને ઠીક અને યોગ્ય લાગે તેમ કરશો. આ પ્રમાણે નળના વચન સાંભળી દમયંતી ગદ્દગદિત થઇ અને નળને કહેવા લાગી કે હું દેવોને નમસ્કાર કરી કહું છું કે હે નળરાજા! પતિ તરીકે હું તમને સ્વીકારીશ. આ મારી સત્ય પ્રતિજ્ઞા છે.

## Stanza 5.

तामुवाच ततो राजा वेपमानांकृतांजलिम् ।
दौत्येनागत्य कल्याणि तथा भद्रंविधीयताम् ॥१५॥
कथमहं प्रतिश्रुत्य देवतानां विशेषतः ।
परार्थे यत्नमारभ्य कथं स्वार्थ मिहोत्सहे ॥ १६ ॥
एष धर्मो यदि स्वार्थो ममापि भविता ततः ।
एवं स्वार्थं करिष्यामि तथा भद्रं विधीयताम् ॥ १७ ॥
ततो बाष्पाकुलां वाचं दमयंति शुचिस्मिता ।
प्रत्याहरन्ती शनकै नैलं राजानमब्रवीत् ॥ १८ ॥

આ પ્રમાણે દમયંતીના વચનો સાંભળી નળરાજા દમયંતીને કહે છે. નળરાજા કહે છે—હે કલ્યાણી હું દૂત તરીકે આવ્યો છું મારૂં કામ અર્થાત્ દેવનો સંદેશો મેં સંભળાવ્યો હે ભદ્રે તમને ઠીક લાગે તેમ કરો. બીજાનું કામ કરવાનું કહ્યા પછી અને તેમાં વળી આતો ખાસ દેવોનું કામ કરવાનું મેં કહેલું તે કામ કરવામાં મારાથી બનતા તમામ પ્રયાસો મારે કરવાજ જોઇએ પારકાનું કામ માથે લીધા પછી મારાથી સ્વાર્થ કેમ કરાય? (અર્થાત્ સ્વાર્થનો ત્યાગ કરવોજ જોઇએ). છતાં જો તમારા કહેવા મુજબ કરવામાં જો ધર્મ અનુકુળ છે એમ હોય તો ધર્મવાળો સ્વાર્થ સાધવો જોઇએ અને ધર્મને અનુકુળ વર્તન કરવામાં મારો કોઇપણ પ્રકારે વાંધો નથી. અર્થાત્ ધર્મ વિરૂદ્ધ મારે સ્વાર્થ સાધવો નથી યાને સ્વાર્થ સાધવામાં પણ ધર્મજ છે. એવો સ્વાર્થ કરવામાં હું તમારા મતને ટેકો આપું છું મને દોષ લાગે નહી અને ધર્મમાં રહી તમોને અનુકુળ આવે તે પ્રમાણે તમો વર્તો. આ પ્રમાણે નળરાજાએ કહ્યું ત્યારે દમયંતી નળને કહે છે—

## Stanza 6.

उपायोऽयं मयादृष्टो निरपायो नरेश्वर ।
येन दोषो न भविता तव राजान्कथंचन ॥ १९ ॥
त्वंचैवहि नरश्रेष्ठ देवाश्चेन्द्र पुरोगमाः ।
आयान्तु सहिताःसर्वे मम यत्र स्वयंवरः ॥ २० ॥
ततोहं लोकपालानां संनिधौत्वां नरेश्वर ।
वरयिष्ये नरव्याघ्र नैवं दोषो भविष्यति ॥ २९ ॥

દમયંતી કહે છે—હે નરેશ્વર તમને દોષ લાગે નહીં એવો ઉપાય મને સુઝયો છે તે ઉપાય હું તમને કહું છું તે તમો સાંભળો. હે નરશ્રેષ્ઠ તમે તેમજ ઈંદ્ર આદિ સર્વે દેવો જ્યાં મારો સ્વયંવર થવાનો છે ત્યાં આવજો. દેવોની સમક્ષ હે રાજા હું તમોને વરમાળ આરોપીશ અને તેમ કરવાથી તમોને દોષ લાગશે નહી. (અર્થાત્ સઘળી જવાબદારી મારી ગણાશે. દેવો તમારી ભૂલ યાને દોષ કાઢી શકશે નહી.)

[આ પ્રમાણે વચન સાંભળી નળરાજા ત્યાંથી પાછા ફર્યો. પછી દેવોને મળ્યા, દેવોએ પુછયું કે તમે જઈ આવ્યા? ત્યારે નળરાજાએ બનેલી તમામ હકીકત કહી સંભળાવી. દેવો પોતે નળરાજાની આ સત્ય હકીકત સાંભળી મનમાં પ્રસન્ન થયા અને તેના કામ ઉપર રાજી થયા. પછી આ ચાર દેવો સ્વયંવરમાં આવ્યા. દમયંતી સ્વયંવરની સભામાં વરમાળા લઈને આવી તેને જોતાંજ સર્વ રાજાઓ ચકિત થઇ ગયા અને એક બીજા સાથે બોલવા લાગ્યા. કે શું દિવ્ય સ્વરૂપ, શું કાંતિ. આ સ્વરૂપ અને આ કાંતિ અદ્વિત્તીય જ અને અવર્ણનીય છે. નળરાજાની શોધમાં દમયંતી સ્વયંવરની સભામાં ફરે છે. ત્યાં એક નળને બદલે પાંચ નળને તેણે જોયા જેથી તેને ખાત્રી થઈ કે ચાર દેવોએ નળનું સ્વરૂપ ધારણ કર્યું છે હવે નળરાજાને શી રીતે ઓળખવો એ મુંઝવણમાં દમયંતી પડી. દેવોના લક્ષણો જોવા માટે પણ પ્રયાસ કર્યો તેમાં પણ નિષ્ફળતા મળી. પછીથી દેવોનું શરણ લેવાનો મન સાથે નિશ્ચય કર્યો અને મનથી દેવોને નમસ્કાર કરી આ પ્રમાણે કહેવા લાગી કે]

## Stanza 7.

हंसानां वचनं श्रुत्वा यथामे नैषधो वृतः ।
पतित्वे तेन सत्येन देवास्तं प्रदिशंतुमे ॥ १७ ॥
मनसा वचसा चैव यथा नाभिचराम्यहम् ।
तेन सत्येन विबुधा स्तमेव प्रदिशन्तुमे ॥ १८ ॥
यथा देवैःसमे भर्ता विहितो निषधाधिपः ।
तेन सत्येन मे देवा स्तमेव प्रदिशंतुमे ॥ १९ ॥
यथेदं व्रतमारब्धं नलस्याराधने मया ।
तेन सत्येन मे देवा स्तमेव प्रदिशंतुमे ॥ २० ॥
स्वं चैव रूपं कुर्वन्तु लोकपाला महेश्वराः ।
यथाऽहमभिजानीयां पुण्यश्लोकं नराधिपम् ॥ २१ ॥

હંસોનાં વચન સાંભળ્યા પછી મેં નળરાજાને પતિ તરીકે સ્વીકાર્યો છે. એ વાત સત્ય છે. તો તે સત્યના પ્રભાવથી હે દેવો તમે નળરાજા મને દેખાડો.

મન અને વાણીથી હું નળરાજાને જ વરી ચુકી છું. એ વાત જો સત્ય હોય તો હે દેવો તમે મને નળના દર્શન કરાવો. (અર્થાત્ હું મન અને વાણીથી નળરાજા સિવાય બીજા કોઈનું સ્મરણ કરતી નથી.)

મારા પતી તરીકે નળરાજાને જ દેવોએ નિર્માણ કરેલો છે. આ વાત જો સત્ય હોય તો તે સત્યના પ્રભાવથી પણ હે દેવો તમે મને (મારા પતિ) નળરાજા ઓળખાવો.

નળરાજાનો સત્કાર કરવાનો મારો સત્ય ઇરાદો હોવાથી જ આ સ્વયંવરની સભા રચવામાં આવી છે. આ

બીના જો સત્ય હોય તો તે સત્યના આધારે હે દેવો તમે મને નળરાજાનાં દર્શન કરાવો.

જગતનું પાલન કરનાર મહાન દેવો તમે તમારૂ સ્વરૂપ ધારણ કરો, જેથી હું પુણ્ય શ્લોક એવા નળ રાજાને ઓળખી શકું.

આ પ્રમાણે દમયંતીની વાણી સાંભળી દેવોએ પોત-પોતાના સ્વરૂપ ધારણ કર્યા અને જ્યારે તે પ્રમાણે દેવોને સ્વસ્વરૂપમાં જોયા. પૃથ્વીથી અદ્ધર તેમજ જેમના ગળામાં પહેરેલા હાર સુકોમળ અને સુગંધીવાળા અને કાયમલીલા (કરમાય નહી તેવા.) તેમજ જેમની આંખો ફરકતી નથી એવા ચિન્હવાળા તે દેવોને દમયંતીએ ઓળખ્યા. પછીથી માનસીક શુદ્ધ ભાવથી તેમની સ્તુતિ કરી. દેવોએ પણ તેની સ્તુતિ સાંભળી નળરાજા પ્રત્યેનો તેનો શુદ્ધ પવિત્ર પ્રેમ જોઇ દેવો તેના શુદ્ધ સાત્વીક જીવનની પ્રશંશા કરવા લાગ્યા. અને નળ તેમજ દમયંતી બંન્ને એક બીજાને યોગ્ય જ છે. એમ વિચાર કરી દેવો પોતાના સ્વરૂપ ધારણ કરી દમયંતીને દર્શન આપ્યા. કે તરત જ દમયંતી નળરાજાને ઓળખી શકી અને પોતાના મનથી માનેલા એવા નળરાજાના ગળામાં પ્રીતીપુર્વક હારમાળા પહેરાવી. આ પ્રમાણે થતાં જ સર્વ રાજાઓ હા હા એમ બુમો પાડવા લાગ્યા અને દેવો વીગેરે સારૂ થયું એમ વચનો કહેવા લાગ્યા. પછીથી નળરાજા દમયંતીને કહેવા લાગ્યા કે–

હે દમયંતી ! દેવોની રૂબરૂમાં પણ તેં મને પતિ તરીકે સ્વીકાર્યો છે. જેથી અત્યારે દેવોની સમક્ષ પ્રતિજ્ઞા

કરી કહું છું. કે હું તારોજ થઇશ અને જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી હું તારા જ ઉપર સાચો સ્નેહ રાખીશ. (અર્થાત્ મારૂ હૃદય તારા સિવાય હું બીજા કોઇને પણ અર્પણ કરીશ નહી). આ મારી પણ સત્ય પ્રતિજ્ઞા છે. આ પ્રમાણે બંન્ને જણાં એક બીજા ઉપર પરસ્પર પ્રીતિ દાખવીને પછી ઇંદ્રઆદિ સર્વ દેવતાનું માનસીક પુજન કરી તેમના શરણે ગયા. દેવો પણ તેમનું આવું પ્રસંશા યોગ્ય વર્તન જોઇ ઘણા પ્રસન્ન થયા અને તે દેવોએ નળરાજાને નીચે પ્રમાણે આઠ વરદાન આપ્યાં.

## Stanza 8.

प्रत्यक्षदर्शनं यज्ञे गतिं चानुत्तमां शुभाम् ॥ ३५ ॥
नैषधाय ददौ शक्रः प्रीयमाणः शचीपतिः ॥
अग्निरात्म भवं प्रादाद्यत्र वांछति नैषधः ।
लोकानात्मप्रभांश्चैव ददौतस्मै हुताशनः ॥ ३६ ॥
यमस्त्वन्नरसं प्रादाद्धर्मे चपरमां स्थितिम् ।
अपांपतिरपां भावं यत्र वांछति नैषधः ॥ ३७ ॥
स्रजश्चोत्तमगंधाढ्याः सर्वे च मिथुनं ददुः ।
वरानेव प्रदायास्य देवास्ते त्रिदिवं गताः ॥ ३८ ॥

ઇંદ્રદેવે પ્રસન્ન થઈને નૈષધને વરદાન આપ્યું કે–યજ્ઞમાં હું સાક્ષાત્ દર્શન આપીશ. (પ્રત્યક્ષ હાજર થઈશ.) અને બીજું એ કે તમારી પરમ ગતી થશે. (અર્થાત્ શુભગતિ મેળવશો). અગ્નિદેવે કહ્યું કે મારા સમાન તમારૂં તેજસ્વી

સ્વરૂપ અને જ્યારે તમારે મારી જરૂર પડે ત્યારે ત્યારે તમારી ઇચ્છા મુજબ હું હાજર થઇશ. યમરાજાએ નળરાજાને રસોઈમાં નિપુણતા અર્થાત્ પાકશાસ્ત્રમાં તમે પ્રવીણ થશો. તેમજ ધર્મમાં તમે પરમ પ્રીતિવાળા થશો. વરૂણદેવે વરદાન આપતાં કહ્યું કે તમારી ઇચ્છા મુજબ જ્યારે અને જ્યાં મને બોલાવશો ત્યાં હું તરતજ હાજર થઇશ. અને વળી ફુલને સ્પર્શ કરશો કે તરતજ તે ફુલો અસલ સ્વરૂપને પ્રાપ્ત થશે. અને સુગંધી વાળા અને લીલાછમ થઈ જશે. આ પ્રમાણે પ્રસન્ન થઇને દરેક દેવે વરદાન આપ્યાં. અને વરદાન આપીને તે દેવો સ્વર્ગમાં ગયા.

[ દેવો સ્વયંવર પુરો થયા પછી સ્વર્ગમાં જતા હતા, તે વખતે રસ્તામાં તેમને કલી અને દ્વાપર મળ્યા. ઈંદ્રે કલિને દ્વાપરની સાથે જોઈને પુછયું કે તમે કયાં જાઓ છો ? કલિ ઈંદ્રને કહે છે કે દમયંતીના સ્વયંવરમાં અમે જઈશું. ત્યારે ઈંદ્રે હસીને કહ્યું કે તે સ્વયંવર તો પુરો થયો છે, અને અમારી રૂબરૂમાં યાને સાક્ષીથી દમયંતી નળરાજાને વરી અર્થાત પરણી ચુકી છે. આ પ્રમાણે સાંભળતાં કલી ગુસ્સામાં આવી દેવોને કહેવા લાગ્યો, કે દેવોની સમક્ષ મનુષ્યને પતિ તરીકે પસંદ કરનાર દમયંતીને પીડા કરીશ યાને દુઃખ આપીશ. આ પ્રમાણે કલિનું વચન સાંભળી દેવોએ કલિને કહ્યું કે અમારી સંમતિથીજ આ કામ દમયંતિએ કર્યું છે. અને નળરાજા જેવા સદ્દગુણી રાજાનો દમયંતી આશ્રયલે તેમાં કાંઇ નવાઇ નથી. નળ પોતે સત્યવાદી (દઢ વ્રત) ધૃતિ માન–જ્ઞાની–જીતેંદ્રિય છે,

એમ અમોએ તેની પરીક્ષા કરી, અને ખાત્રી કરી છે. એવા નળરાજાને જે દુઃખ આપવાની વૃત્તિ રાખશે તે જરૂર પોતેજ દુઃખનો ભોકતા થશે એમ અમારો મત છે. અને તે પ્રમાણે હે કલિ અમે તને કહીએ છીએ. માટે એવા સદ્ગુણી નળરાજાને દુઃખી કરવાનો વિચાર માંડી વાળ. આ પ્રમાણે કહી દેવો સ્વર્ગમાં ગયા. કલિ દ્વાપરને કહેવા લાગ્યો કે મારા ક્રોધને દાબી શકવાની મારામાં શકિત નથી. માટે હું તો જરૂર મારૂં ધાર્યું કરીશ. અને એ દંપ-તીને દુઃખી કરીશ. તું મને તેમ કરવામાં જરૂર મદદ આપજે.

આ પ્રમાણે બંન્નેએ એક બીજા સાથે ગોઠવણ કરી જ્યાં નળરાજા રહેતો હતો ત્યાં આવ્યા. પ્રવેશ કરવાની ઈચ્છાથી કલિ ત્યાં ઘણો વખત રહ્યો પણ નળ રાજામાં પ્રવેશ કરી શકયો નહી. એમ કરતાં બાર વર્ષો વીતી ગયા, પછી એક વખતના સમારંભમાં નળરાજા સંધ્યા સમયે પોતાના પગને જલથી પવિત્ર કરવાનું ભુલી જતાંજ કલિએ તેમના શરીરમાં પ્રવેશ કર્યો. અને તરતજ પુષ્કરની પાસે જઇને કહેવા લાગ્યો કે તું નળ રાજાની પાસે જા અને દ્યુત રમ અમે તને તેમાં મદદ કરી જીતાડીશું. અને નળ-રાજાનું રાજ્ય અપાવીશું. આ પ્રમાણે પુષ્કરને કહી તેને તેડી લાવ્યા. જેમાં કલિએ પ્રવેશ કર્યો છે, એવો નળરાજા સદ્ગુણી હોવા છતાં અને જ્ઞાની છતાં પરવશ બની પુષ્કરની સાથે દ્યુત રમવાની માગણીનો સ્વીકાર કર્યો, અને તેનો સમય પણ નક્કી કર્યો. તે દ્યુતની રમતમાં હિરણ્ય તેમ સુવર્ણના તમામ અલંકારો તેમજ સુવર્ણ

વાહનો રથ વીગેરે તેમજ ઘોડા વીગેરે તમામ વસ્તુઓ નળરાજા હારી ગયો. (અર્થાત્ પુષ્કરની સર્વ પ્રકારે જીત થઈ) કલિના પ્રવેશથી નળરાજા દ્યુત રમવામાં ઉન્મત્ત બન્યો અને તેને કોઈપણ રોકી શકયું નહી. તેને રોકવાને માટે પ્રજાજનો મંત્રીઓની સાથે આવ્યા. અને સારથિએ આવી દમયંતીને સમાચાર કહ્યા કે પ્રજા તેમજ પ્રધાનો રાજાને મળવા આવ્યા છે. માટે રાજાને ખબર આપો આ સમાચાર દમયંતીએ નળને કહ્યા પણ દ્યુત રમવામાં મશગુલ બનેલા નળરાજાએ કલિના પ્રભાવથી ધર્મજ્ઞ હોવા છતાં દમયંતીના વચન સાંભળવાની દરકાર કરી નહી. આંખમાં આંસુ આવ્યાં, અને દમયંતી નળને ફરીથી કહે છે કે મહેલના દ્વાર ઉપર પ્રજાના લોકો તેમજ પ્રધાનો આવ્યા છે, તેમને તમારે દર્શન આપવા જોઇએ, અને જેઓ તમને મળવા આવ્યા છે, તેમને મળવાની રજા આપો આ પ્રમાણે કહેવા છતાં પણ નળ રાજાએ કાંઇ પણ જવાબ આપ્યો નહિ, તેથી સર્વે લોકો નિરાશ થઇ પાછા ગયા. દમયંતીને નળરાજાની હાર થાય છે, પુષ્કરની જીત થઈ છે, એવી ખબર પડતાં સમય સુચકતા વાપરી તેણે પોતાના બંન્ને બાળકોને રથમાં બેસાડી મોસાળ મોકલાવી દીધા નળે સર્વસ્વ ખોયું પુષ્કરને રાજ્ય મળ્યું અને નળ રાજાની પાસે કાંઈ પણ રહ્યું નહિ. સર્વનો માલીક પુષ્કર બન્યો. નળરાજાએ પોતાના શરીર ઉપરના તમામ અલંકારો ઉતારી આપ્યા અને પહેરેલા વસ્ત્રે વનમાં જવા નીકલ્યા—દમયંતી પણ તેમની જોડે વનમાં ચાલી નીકળી.

દુર્જન એવા કલિએ નળરાજાની અંદર પ્રવેશ કરી

આ પ્રમાણે નળરાજાને હરાવ્યો અને સર્વ સુખ અને સમૃદ્ધિનો નાશ કર્યો. સાધુનાં દુર્જનો ભયમ્. પાપરહિત પુણ્યશાળી જીવોને પણ દુઃખ આવે છે. ચઢતી અને પડતી એ વિધિના ખેલ છે. જ્યાં તડકો છે ત્યાં છાંયડો આવે છે. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ. દિવસ પછી રાત અને રાત્રિ પછી દિવસ. આ સંસારમાં અનાદિ કાળથી ચાલ્યાજ કરે છે, જેનો ઉદય છે. તેનો અસ્ત છે. જેને જનમ છે. તેને મરણ છે. આ પ્રમાણે સંસાર ચક્ર ચાલ્યા જ કરે છે. ભાવિ મિથ્યા થતું નથી.

નળ અને દમયંતીએ ફક્ત જલાહાર કરીને જ વનમાં ત્રણ દિવસ પસાર કર્યા કારણ કે તેમને બીલકુલ આહાર મળ્યો નહિ ક્ષુધાથી તેઓ પીડાવા લાગ્યા તેથી ક્ષુધાની શાંતિ માટે વિચાર કર્યો અને આસપાસ નજર ફેરવી તો પક્ષીઓ તેમની નજરે પડયા તેમને પકડવાની ઇચ્છાથી નળરાજાએ તે પક્ષીઓ ઉપર લુગડુ નાંખ્યું અને જેવો નળરાજા તે પક્ષીઓને તે વસ્ત્ર વડે પકડવા જાય છે તેવાજ તે પક્ષીઓ વસ્ત્ર લઇને આકાશમાં ઉડી ગયા. અને કહેવા લાગ્યા તારૂ રાજ્ય અને સમૃદ્ધિનો નાશ કરનાર અમેજ છીએ અને તારા વસ્ત્રનું હરણ કરવાની ઇચ્છાથીજ અમે પક્ષીઓ થઇને અત્રે આવ્યા છીએ આ પ્રમાણેની નિષ્ઠુર ક્રૂર વાણી સાંભળી નળરાજા ખુબ ચિંતાતુર થયો અને દૈવ પ્રતિકૂળ છે એમ માની મનમાં ધીરજ ધારણ કરી વનમાં પોતાની પત્ની સાથે ચાલવા લાગ્યો.

વનમાં ચાલતાં નળરાજા (જેના શરીરમાં કળીએ

પ્રવેશ કર્યો છે.) તે અનેક વિચારો કરે છે સુખ અને દુઃખ આવે છે અને જાય છે સુખ અને દુઃખ કાયમ ટકતાં નથી અર્થાત્ નાશવંત છે. દુનિયાની તમામ સમૃદ્ધિ અસત્ ક્ષણિક છે. શરીર નાશવંત છે અને તેના સંબંધી સર્વ વસ્તુઓ ક્ષર છે. એકસરખા સુખના દીવસ કોઈના જતા નથી સુર્ય પણ પ્રભાતે ઉગે છે સાંજે આથમે છે સુર્યનો ઉદય થતાં ચંદ્રનો અસ્ત થાય છે એકી વખતે એકનો ઉદય બીજાનો અસ્ત થાય છે. સુર્ય અને ચંદ્રની જ્યારે આ ગતિ છે તો પછી મનુષ્યને ચઢતી પડતી હોય એમાં શું નવાઈ? સુખમાં અભિમાન કરવું નહી અને દુઃખમાં ડરી જવું નહી સારૂ પ્રાપ્ત થતાં જે હર્ષને પામતો નથી અને અશુભને મેળવતાં જે શોક કરતો નથી તેજ સ્થિત-પ્રજ્ઞ છે. વિપત્તિમાં તેમજ સંપત્તિમાં સંત પુરૂષો સમાન રહે છે ઉદય વખતે પણ સૂર્યનારાયણ રાતા હોય છે. અને અસ્ત વખતે પણ તેવાજ હોય છે. સુખમાં છલકાઈ જવું જોઇએ નહિ તેમ દુઃખ વખતે હિંમત હારવી નહિ આ પ્રમાણે સંત પુરૂષો પોતાનું જીવન ગાળે છે વિપત્તિ વખતે હીંમત અને વૈભવમાં ક્ષમા, સભામાં વકતૃત્વ શક્તિ યુદ્ધમાં શુર વીરતા આ ગુણો મહાત્મામાં હોય છે (આવા ગુણો હોય તેનેજ મહાત્મા કહેવાય.) સજ્જન પુરૂષો પોતાની સરળતાનો કદી ત્યાગ કરતા નથી અને દુર્જન પોતાની નિષ્ઠુરતા ત્યજતો નથી. કયાં નળરાજા જેવો સદ્‌ગુણી રાજા અને કયાં દુષ્ટ કળિ દુષ્ટ દુષ્ટનો ભાવ ભજવતાં જરા પણ કચાશ રાખતો નથી તેમ નળરાજા શાંતિથી દુઃખ સહન કરે છે. ઇશ્વરેચ્છા બલીયસી એમ

વિચારી દુઃખનો સામનો કરવોજ જોઇએ દુઃખ સહન કરવામાં જ માણસની ધીરજની કસોટી છે. દુઃખમાં હિંમત રાખી સજ્જન પુરૂષોના માર્ગે ચાલવુંજ જોઇએ કામ અને ક્રોધ ઉપર જે વિજય મેળવે છે તેજ ખરો સ્થિત પ્રજ્ઞ છે. સુખ મળે તો હર્ષ અને દુઃખ પડે તો શોક આ પ્રમાણે હર્ષ યાને શોકને વશ ડાહ્યો પુરૂષ થતો નથી. સુખ અને દુઃખ અને તેના પરિણામો નાશવંત છે મતલબ કે કાયમ ટકતા નથી અર્થાત્ આ સંસારની સર્વ વસ્તુ ક્ષણિક યાને નાશવંત છે. માટે ડાહ્યા પુરૂષે તેમાં મોહ રાખવો નહી. આ ક્ષણભંગુર દેહ તથા તેને અંગેની સર્વ વસ્તુનો ત્યાગ કરવોજ પડશે કારણ કે તે નાશવંત છે એટલે જરૂર નાશ પામવાનીજ છે તો તેના ઉપર આસકિત નહી રાખતાં સત્ અને અસત્નો વિવેક રાખી ધીરજ ધારણ કરી દુઃખનો સામનો કરી સુખ દુઃખને સમાન ગણી વિપત્તિમાં ધૈર્ય રાખવું એ પ્રત્યેકની ફરજ છે.

નળરાજાએ રાજ્યનો ત્યાગ કર્યો વૈભવ પણ સાથેજ ગયો. દમયંતી સિવાય તેમની સાથે કોઇ નથી સર્વ સમૃદ્ધિ ખલાસ થઈ છતાં ગુણવંતી દમયંતી રૂપી સમૃદ્ધિ તો પોતાની પાસેજ હતી આવી ગુણીયલ નારીને દુઃખ પડે છે. નળરાજા પોતે આ બાબતમાં (આફતમાં આવી પડેલો હોવાથી) કાંઈ પણ કરી શકે તેમ નથી અર્થાત્ દુઃખ સહન કરેજ છુટકો છે તેનો પ્રતિકાર થઇ શકે તેમ નથી. પણ મારે લીધે આવી સદ્ગુણી સ્રી દુઃખ સહન કરે છે તે મારાથી જોવાતું નથી દુઃખ ભોગવવાને જે લાયક

નથી એવી પાપ રહિત સદાચરણી પતિવ્રતા પવિત્ર દમ-યંતી આ દુઃખને પ્રાપ્ત થઇ અને તેનું કારણ અર્થાત્ નિમિત્ત તો હું પોતેજ છું.

રાજા આ પ્રમાણે પોતાના ઉપર આવી પડેલા દુઃખ વિષે વિચાર કરી દમયંતીને કહેવા લાગ્યા કે.

## Stanza 9.

येषां प्रकोपादैश्वर्यात्प्रच्युतोऽहमनिन्दिते ।
प्राणयात्रां न विन्देयं दुःखितः क्षुधयान्वितः ॥ १८ ॥
येषां कृते न सत्कार मकुर्वन्मयि नैषधाः ।
इमे ते शकुना भूत्वा वासो भीरु हरंतिमे ॥ १९ ॥
वैषम्यं परमं प्राप्तो दुःखितो गतचेतनः ।
भर्तातेऽहं निबोधेदं वचनं हितमात्मनः ॥ २० ॥
एते गच्छंतिबहवः पन्थानो दक्षिणापथम् ।
अवंतीमृक्षवंतं च समतिक्रम्य पर्वतम् ॥ २१ ॥
एष विन्ध्यो महाशैलः पयोष्णी च समुद्रगा ।
आश्रमाश्च महर्षीणां बहुमूल फलान्विताः ॥ २२ ॥
एषपन्था विदर्भाणामसौ गच्छति कोसलान् ।
अतःपरं चदेशोऽयं दक्षिणे दक्षिणापथः ॥ २३ ॥
एतद्वाक्यं नलो राजा दमयंति समाहितः ।
उवाचासकृदार्तोहि भैमींमुद्दिश्य भारत ॥ २४ ॥
ततः साबाष्पकलया वाचा दुःखेनकर्षिता ।
उवाच दमयंती तं नैषधं करुणं वचः ॥ २५ ॥

નળરાજા કહે છે—જેના કોપથી મારૂં ઐશ્વર્ય ગયું ક્ષુધાતુર હોવા છતાં ક્ષુધાની શાંતિ કરી શકતા નથી. (અર્થાત્ ખોરાક પણ મળતો નથી.) જેને લીધે પ્રજાજનોએ મારો સત્કાર કર્યો નહિ તેઓજ અત્યારે પક્ષીઓનું રૂપ ધારણ કરીને મારા વસ્ત્રનું હરણ કરે છે આવી દુઃખી અવસ્થાને હું પ્રાપ્ત થયો છું અને શકિત પણ જતી રહી છે હવે હું કહું છું તે સાંભળો અહિંથી ઘણા રસ્તાઓ છે એક રસ્તેથી અવન્તી જવાય છે બીજી બાજુએથી આ મહાન વિંધ્યાચળ પર્વત છે અને પયોષ્ણી નદી સમુદ્રને મળે છે પેલા સામે રૂષિઓના આશ્રમો છે. અને ત્યાં ફળવાળા વૃક્ષો છે. આ રસ્તેથી વિદર્ભ દેશમાં જવાય છે અને આ કોસળદેશ જવાનો રસ્તો છે. કળિથી પીડાયેલા નળરાજાએ આ વાત (વિદર્ભ દેશની) દમયંતીને અનેકવાર કહી. દમયંતીને ઉદ્દેશીને અનેકવાર એકજ વાત (વિદર્ભ દેશની) કહેવામાં આવી ત્યારે દમયંતીના આંખમાં અશ્રુ આવ્યા અને તે નમ્ર વાણીથી રાજાને કહેવા લાગી કે.

## Stanza 10.

उद्वेजतेमे हृदयं सीदन्त्यंगानि सर्वशः ।
तव पार्थिव संकल्पं चिन्तयन्त्याः पुनः पुनः ॥ २६ ॥

हृतराज्यं हृतद्रव्यं विवस्त्रं क्षुच्छ्रमान्वितम् ।
कथमुत्सृज्य गच्छेयमहंत्वां निर्जने वने ॥ २७ ॥

श्रान्तस्य ते क्षुधार्तस्य चिंतयानस्य तत्सुखम् ।
वने घोरे महाराज नाशयिष्याम्यहंक्लमम् ॥ २८ ॥

**नच भार्यासमं किंचिद्विद्यते भिषजां मतम् ।**
**औषधं सर्वदुःखेषु सत्यमेतद्ब्रवीमिते ॥ २९ ॥**

દમયંતી કહે છે–તમારા વચન ઉપર વારંવાર વિચાર કરતાં મારા મનને ઉદ્વેગ થાય છે તેમજ મારા સર્વ અંગોને પણ પીડા થાય છે. (અર્થાત્ તમારો વિચાર જે મને તમોએ કહ્યો તેથી હું મુંઝાઉ છું.) કારણકે રાજ્યહીન, દ્રવ્યહીન, વસ્ત્રહીન તેમજ ક્ષુધાતુર, તેમજ ચાલવાથી થાકી ગએલા એવા તમને હું નિર્જન વનની અંદર કેમ કરીને મુકીને ચાલી જાઉ? એવું કદાપિ મારાથી બનેજ નહી. કોઇપણ સન્નારી આવું કદાપી કરેજ નહિ. પતિની સ્થિતિનો પત્નીએ વિચાર કરવોજ જોઇએ. અત્યારે તમારૂ મારા સિવાય કોઈ નથી. તમારૂ સર્વ ધન અને સમૃદ્ધિ નાશ પામ્યા છે તેવા વખતે મારાથી તમારો ત્યાગ કઈ રીતે થઈ શકે? તમે થાકેલા હશો અને ક્ષુધાતુર હશો અને ચિંતાતુર હશો તોપણ હું તમારા સર્વ દુઃખનો નાશ કરીશ. **સર્વ દુઃખોમાં ભાર્યા સમાન કોઇપણ ઔાષધ નથી.** એમ દુઃખનો પ્રતીકાર જાણનાર વૈદ્યોનો મત છે. આ સત્ય હકીકત હું આપને કહું છું.

વૈભવ નષ્ટ થતાં પરિવાર પણ નષ્ટ થાય છે. દુઃખના વખતમાં જે સહાય કરે તેજ ખરો મિત્ર છે. તેજ ખરો બંધુ છે. જીવનના સાચા સાથી તરીકે દુઃખમાં તમને મદદ કરવી એ મારી પવિત્ર ફરજ છે એમાં કાંઇ ઉપકાર નથી એમ દમયંતી નળરાજાને કહે છે. **નારીની ખરી પરીક્ષા દુઃખજ છે. भार्या विभव क्षये जानीयात् દુઃખમાં**

તમને નિર્જન વનમાં મુકી મારે વિદર્ભ દેશમાં મારા પિતાને ત્યાં જવું એવો તમારો સંકલ્પ સાંભળી મને દુઃખ થાય છે. લગ્ન થતાં પહેલાજં હું તમારી સમક્ષ તમોને કહી ચુકી છું કે તમેજ મારૂ સર્વસ્વ છો, હું મારૂં તન મન અને ધન સર્વ આપને અર્પણ કરી ચુકી છું તો તમને દુઃખમાં મુકી મારાથી કેમ જવાય? મારા સાચા જીવનના સાથી અને પ્રાણાધાર હું તમને મુકી કયાં જાઉ મારૂં મન તો તમારામાં છે અને આવા કટોકટીના દુઃખમાં આવી પડેલા હે રાજા! અત્યારે આ દુનિયામાં તમો સર્વ સમૃદ્ધિ ખોઇ બેઠા છો. અત્યારે તમારી પાસે નથી રાજ્ય તેમજ નથી દ્રવ્ય. તેમજ વસ્ત્ર પણ જે આપની પાસે હતું તે પણ દૈવ કપટી થઇ લઈ ગયો. હવે તમને આ સ્થિતિમાં મુકીને મારાથી કેમ જવાય? અત્યારે તો મારી ફરજ છે કે તમને મારાથી બને તેટલી મદદ અને દિલાસો આપવોજ જોઈએ. તમારી ચિંતાનો મારે નાશ કરવોજ જોઇએ. તમોને શાંતિ મળે અને તમોને ચાલવાથી થાક લાગ્યો હોય તે મારે ઉતારવો જોઈએ. જીવનના સાચા સાથી તરીકે હું તમારી સાથેજ રહીશ અને તમારી ચિંતા તથા થાકને દુર કરીશ આ મારી સત્ય પ્રતિજ્ઞા છે. હે રાજન્ તમે મારે માટે કાંઇ ઓછું લાવશો નહિ. હે રાજા તમે હીંમતવાળા છો સત્યવાદી છો જીતેંદ્રિય છો તમને મારે કાંઇ કહેવાનું નથી મારે મારી ફરજ બજાવવીજ જોઈએ જેથી હું આપને વિનંતી કરી કહું છું કે આપનું મન અત્યારે અસ્વસ્થ છે આપ દુઃખમાં છો. દુઃખ પારાવાર છે અને સુખનું નામનિશાન દેખાતું નથી. આવા સમયે

તમારે મારો ત્યાગ કરવાનું કાંઇપણ પ્રયોજન નથી. અર્થાત્ તમારે મારો ત્યાગ કરવો યોગ્ય નથી. તમારી બુદ્ધિ દુઃખને લીધે અનેબીજા કોઇપણ કારણને લીધે ભ્રમિત થઈ છે તેથી આપે જે વિચાર કર્યો છે તે બરોબર નથી એમ હું આપને જણાવું છું. દુઃખ અને સુખમાં હું તમારી સાથેજ રહેવાની ઇચ્છાથીજ તમારી સાથે વનમાં આવી છું. જો સુખ ભોગવવાની ઇચ્છા હોત તો તમારી સાથે હું આવતજ કેમ? હું એકલી તમારા સિવાય સુખ ભોગ-વવાની ઇચ્છા રાખતી નથી. તમારી સાથેજ સુખ અગર દુઃખ જે હોય તે તમારી સાથેજ રહીને ભોગવવા ઇચ્છું છું. તમારી સાથે રહેવામાંજ હું દુઃખને પણ સુખ ગણું છું. તમોને સુખ અને શાંતિ મળે તોજ શાંતિ. આ મારો નિયમ અને વ્રત છે. મારે તમારા સિવાયનું સુખ કામનું નથી. સ્વર્ગ પણ મારે મન નકામું છે માટે હે મારા જીવનના સાચા સાથી હે મારા પ્રાણનાથ મારા જીવનના આધાર તો તમેજ છો. એવા તમને મુકી મારાથી એકલા કેમ જવાય? હુંતો તમારી સાથેજ રહી તમારા દુઃખને ટાળવા તમારી પાસેજ રહીશ. અને સદા સર્વદા વનમાં તમને શાંતિ આપીશ. આજ મારી ફરજ છે અને તે મારો ધર્મ છે. તે બજાવીશ. મારો ધર્મ હું ચુકીશ નહી. મારી સત્ય પ્રતિજ્ઞા સત્યસંકલ્પને હું વિસરવા માગતી નથી. દુઃખના વખતમાં પતિને સહાય કરવીજ જોઇએ. હું ખરા મિત્ર તરીકેજ મારી ફરજ બજાવતાં પાછી પાની કરીશ નહિ. હે મારા પ્રાણના આધાર આપજ મારૂં સર્વસ્વ છો. ફરી ફરી આપને શું કહું? આપતો જ્ઞાની છો વિદ્વાન છો

દયાળુ છો. રાજા તરીકે આપે પ્રજાનું ઘણા વખત સુધી પાલન કર્યું છે એટલે આપ ધર્મને જાણો છો: પત્ની તરીકે મારે મારો ધર્મ બજાવવોજ જોઇએ. તેમ કરવાથીજ ઇશ્વર સહાય કરે છે. માટે હે રાજન્ હું દુઃખ દુર કરવા આપની સાથેજ રહીશ.

## Stanza 11.

एवमेतद्यथाऽऽत्थत्वं दमयंति सुमध्यमे ।
नास्ति भार्यासमं मित्रं नरस्यार्तस्य भेषजम् ॥ ३० ॥
नचाहंत्यक्तुकामस्त्वां किमलं भीरुशंकसे ।
त्यजेयमहमात्मानं न चैवत्वामनिन्दिते ॥ ३१ ॥

દમયંતીના વચનો સાંભળી નળ રાજા કહે છે—

હે સુંદર દમયંતી ! તું જે કહે છે તે ખરેખર સત્ય છે. (તારા સમાન ગુણવાન) પત્ની એજ ખરેખર દુઃખી પુરૂષનું સાચું ઓષધ છે. હું મારો પોતાનો ત્યાગ કરૂં પણ તનેતો નહિંજ ત્યજું, તું શામાટે શંકા કરે છે ? (અર્થાત્ શંકા કરવી યોગ્ય નથી.) મારા પોતાના કરતાં પણ હું તને અધિક માનું છું અને ચાહું છું. હે પ્રશંશાને યોગ્ય પવિત્ર દમયંતી હું તને ત્યજીશ નહિ.

નળરાજા કહે છે કે હે દમયંતી ? મારા પ્રત્યેની લાગણી, તારો મારા ઉપરનો સાચો સ્નેહ એ હું ભુલી શકું તેમ નથી. તારા સદ્દગુણો તારો સત્ય સંકલ્પ—હંસ સમક્ષ કરેલી પ્રતિજ્ઞા એ સંર્વને તમે દેવોની સમક્ષ સાચા પુરવાર કરી આપ્યા છે. દેવો પણ તમારા સદ્ગુણ સદ્ભાવ અને

તમારી સત્ય ઉપરની પ્રીતિ અને પવિત્રતા જોઈ પ્રસન્ન થયા છે અને તેમની સહાનુભુતિથીજ આપણા લગ્ન થયા છે. તમે મનેજ સર્વસ્વ માનો છો તમારો મારા પ્રત્યેનો ભાવ અને તમારી ત્યાગવૃત્તિ અપૂર્વ છે. તેના વખાણ જેટલા કરૂં તેટલા ઓછા છે. તમો તમારૂ સર્વ મને અર્પણ કરી મનેજ સર્વસ્વ માનવામાં તમે તમારો ધર્મ સમજો છો આવી તમારી ધર્મ ભાવના અને મનોવૃત્તિ જોઈ કોણ પ્રસન્ન ન થાય? તમારા જેવાના સહવાસથી મારૂ દુઃખ ઓછું થાય એમાં શું નવાઈ? માટે તમારા જેવાનો ત્યાગ મારાથી થાયજ નહી એમ હું માનું છું. હું તમને સદ્ગુણની સાક્ષાત મૂર્તિ ગણું છું તમારા વાકયો સાંભળી મારૂ મન પ્રસન્ન થઇ રહ્યું છે. મારા દુઃખનો ભાર ઓછો થઇ ગયો હોય એમ મને તમારી વાણી સાંભળતા જ થઇ જાય છે. તમારા જેવી સદ્ગુણી પવિત્ર પતિવ્રતા સ્ત્રીનો ત્યાગ કરી મને સુખ અને શાંતિ આપનાર કોઇજ આ જગતમાં નથી એમ મારે કહેવુંજ જોઇએ. સુખમાં હજારો સગા થાય છે. દુઃખમાં બેલી કોઇ થતો નથી. સદ્ગુણી અને પવિત્ર તારા જેવી પતિવ્રતા સ્ત્રી—એજ મને દુઃખમાં દિલાસારૂપ વિસામા રૂપ આશ્રયરૂપ સર્વ કાંઇ ગણું તે તુંજ છે. ખરેખર પતિવ્રતા સ્ત્રી એજ પુરૂષનું પરમ ભાગ્ય છે. હે દમયંતી તારા માટે હું શું કહું અને કરૂ? હે નિષ્પાપ પવિત્ર સ્ત્રી તેં મારા માટે ઘણુંજ દુઃખ ભોગવ્યું છે અને દુઃખમાં ભાગ લઇ તેં તારો પવિત્ર ધર્મ બજાવ્યો છે. સાચાનો બેલી પ્રભુ છે. દુઃખ ભોગવવાને યોગ્ય નથી છતાં મારા નિમિત્તે તારે પણ મારી સાથે

રહી દુઃખ ભોગવવું પડે છે. દુઃખ એજ માણસની કસોટી છે. માટે દુઃખ શાંતિથી ભોગવવું એમાંજ સાચો ધર્મ છે.

## Stanza 12

यदि मांत्वं महाराज न विहातुमिहेच्छसि ।
तत् किमर्थं विदर्भाणां पन्थाः समुपदिश्यते ॥ ३२ ॥
अवैमि चाहं नृपते न तुमां त्यक्तुमर्हसि ।
चेतसा त्वपकृष्टेन मांत्यजेथा महीपते ॥ ३३ ॥
पन्थानं हि ममाभीक्ष्ण माख्यासि च नरोत्तम ।
अतोऽनिमित्तं शोकं मे वर्धयस्यमरोपम ॥ ३४ ॥
यदि चायमभिप्रायस्तव ज्ञातीन्व्रजेदिति ।
सहितावेव गच्छावो विदर्भान्यदि मन्यसे ॥ ३५ ॥
विदर्भराजस्तत्र त्वां पूजयिष्यति मानद ।
तेन त्वं पूजितोराजन् सुखं वत्स्यसिनो गृहे ॥ ३६ ॥

નળરાજાના વચનો સાંભળી દમયંતી કહે છે—

દમયંતી કહે છે હે રાજન્ જો તમે મને ત્યજવાની ઈચ્છા રાખતા નથી. તો મને વિદર્ભ દેશનો રસ્તો કેમ બતાવો છો ? હે નૃપતિ હું જાણું છું કે તમે મારો ત્યાગ કરોજ નહી. (ત્યાગ કરવાને યોગ્ય નથી). પણ ચિત્ત અસ્વસ્થ હોવાને લીધે તમે મારો કદાચ ત્યાગ કરો. હે નરમાં ઉત્તમ તમોએ તે દેશમાં (મારા પિતાના દેશમાં) જવાના રસ્તાનું વારંવાર કહ્યું છે. તેથી હે દેવ સમાન રાજા તમે મારા શોકમાં આવા વચનથી વધારે કરો છો.

છતાં પણ જો આપનો મત અને ઇચ્છા ત્યાં જવાની હોય તો આપણે બંન્ને ત્યાં જઈએ. મારા પિતા તમારૂં સન્માન કરશે. અને સન્માન પામેલા એવા તમે સુખથી ત્યાં આપણા ઘરમાં રહેશો.

## Stanza 13.

मामियंह्यनुरक्तैवं दुःखमाप्नोतिमत्कृते ।
मद्‌ विहीनात्वियं गच्छेत्‌ कदाचित्स्वजनं प्रति ॥ ११ ॥
मयिनिशंशयं दुःखमियं प्राप्स्यत्यनुव्रता ।
उत्सर्गे शंशयः स्यात्‌ तु विन्देतापि सुखं क्वचित्‌ ॥१२॥
सविनिश्चित्य बहुधा विचार्य च पुनः पुनः ।
उत्सर्गेमन्यत श्रेयो दमयन्त्या नराधिप ॥ १३ ॥
न चैषा तेजसा शक्या कैश्चिद्धर्षयितुं पथि ।
यशस्विनी महाभागा मद्‌ भक्तेयं पतिव्रता ॥ १४ ॥
एवं तस्य तदा बुद्धि र्दमयन्त्यां न्यवर्तत ।
कलिना दुष्टभावेन दमयन्त्या विसर्जने ॥ १५ ॥

[ દમયંતીનાં વચનો સાંભળી નળરાજા કહેવા લાગ્યા કે તમારી વાત હું સાચી માનું છું. તમારા પિતા સત્યવાદી રાજા છે. તેમને માટે મને ઘણું માન છે. હું તેમને પુજ્ય અને ઉદાર આત્મા માનું છું. અને તેથીજ તેમનું રાજ્ય મારૂંજ ગણું છું. (અર્થાત્‌ પારકુ માનતો નથી.) છતાં પણ હું કહું છું કે આ દુઃખી અવસ્થામાં ત્યાં જવાની મારી ઇચ્છા નથી. કોઇ પણ પ્રકારે આ સંજોગોમાં મારાથી ત્યાં જવાશે નહી. (અર્થાત્‌ હું ત્યાં જઈશ નહી.) કારણ કે

એક વખત, હું ત્યાં પુર્ણ વૈભવમાં ગએલો અને સ્નેહીજનો મને જોઈ આનંદમાં વૃદ્ધિ પામતા હતા. તેજ સ્નેહીજનો આજે મને મારી આ સ્થિતિ જોઇ શોકાતુર થાય માટે શોકમાં વૃદ્ધિ કરવા મારાથી કેમ જવાય? એ પ્રમાણે વારંવાર કહી–દમયંતીને ધીરજ આપી.

બૃહદશ્વ રૂષિ યુધિષ્ઠિર પ્રત્યે કહે છે કે હે રાજા! નળરાજાનું રાજ્ય ગયું, વૈભવ ગયો, દુષ્ટ કલિ (વધારે દુઃખ આપવાની ઈચ્છાથી) નળરાજાનું પહેરેલું વસ્ત્ર પણ પક્ષી થઈને હરણ કરી ગયો. રાજા અને રાણી દમયંતી બન્ને જણા એકજ વસ્ત્ર પહેરીને વનમાં ચાલે છે ભુખથી પીડાય છે. થાક પણ લાગેલો છે બંન્નેની એક બીજા પરની અપાર પ્રીતિ છે ગમે તેવું દુઃખ પડે છે છતાં એક બીજા પરનો અમરપ્રેમ જોઈ કલિ વધુ ઈર્ષાળુ બની દુઃખ દેવામાં અનેક યુક્તિઓ રચે છે. ચાલવાથી થાકી ગયેલા અને ભુખથી પીડાયેલ નળરાજા જમીન ઉપર પોતાની રાણી સાથે વનમાં બેઠા, અને પછી નિંદ્રાધીન થયા. સુકુમાર દેવી દમયંતી પણ થાકને લીધે નિંદ્રાવશ થઇ. થોડો વખત થતાં રાજા જાગ્યો અને વિચાર કરવા લાગ્યો. પહેલાંની માફક રાજાને ઉંઘ આવતી નથી **કલી તે રાજાને જંપીને બેસવા દેતોજ નથી.** ચિંતાતુર થતાં નિંદ્રા જાય છે. નળરાજા એકલો વિચાર કરે છે. મારે હવે શું કરવું જોઇએ?

રાજા સ્વગત્ કહે છે—મારામાં પ્રીતિ રાખનારી આ દમયંતી મારે લીધે મારી ખાતરજ દુઃખ ભોગવે છે જો તેની સાથે ન હોઉ તો કદાચ તે તેના સ્વજન પાસે જાય;

મારા ઉપર તેનો અપાર પ્રેમ છે અને તેથી તે મારી સાથેજ રહેશે અને તેમ કરવાથી તેને અવશ્ય દુઃખ પડવાનું. (મારી સાથે રહેવાથી તેને દુઃખજ મળવાનું છે કારણ કે હું પોતે દુઃખી છું અને દુઃખ દુર કરી શકાય તેમ છેજ નહિ. આમ હોવાથી મારી પાસેથી સુખ મળવાનું નથી અર્થાત્ મારાથી અલગ થાય તોજ તેને કાંઇ સુખ કદાચ મળે.) ત્યાગ કરવાથી સુખ મેળવે કે કેમ એ પણ શંકા છે છતાં કદાચ સુખ મળે એમ પણ બને- એમ બહુ પ્રકારે વારંવાર વિચાર કરી દમયંતીનો ત્યાગ શ્રેયસ્કર છે એમ નળરાજાએ મન સાથે નિશ્ચય કર્યો. આ પતિવ્રતા પવિત્ર અને યસસ્વિની દમયંતીનો રસ્તામાં કોઇ પરાભવ કરી શકે તેમ નથી. (અર્થાત્ એટલી તે પ્રભાવશાળી છે કે જેના પ્રભાવ સામે કોઇ થઇ શકે તેમ નથી.) દમયંતી વિષે નળરાજાએ આવો નિશ્ચય કર્યો. **કલિ એ દુષ્ટ ભાવથી નળરાજાની આ પ્રમાણે બુદ્ધિ ફેરવી તેજ દુષ્ટે સતીનો ત્યાગ કરવાનો નિશ્ચય રાજા- પાસે કરાવ્યો.**

[નળરાજાએ પછીથી બંન્નેનું એકજ વસ્ત્ર હોવાથી તેને શસ્ત્ર વડે અડધું કાપી નાંખ્યું અને નિંદ્રાધીન દશામાંજ સતીને મુકી રાજાએ ચાલવા માંડયું. અંદર રહેલો કલિ તેનો ત્યાગ કરવાનું કહે છે. જ્યારે એનું હૃદય તેમ કરવા ના પાડે છે એટલે રાજા દમયંતીને છોડીને જાય છે જતાં જતાં તે પાછો ફરે છે. અને પાછો આવી સુતેલી દમયંતીને દુઃખી અવસ્થામાં જોઇ રાજા વિલાપ કરે છે.]

## Stanza 14.

**यां न वायुर्नचादित्यः पुरापश्यति मेप्रियाम् ।**
**सेयमद्य सभामध्ये शेते भूमावनाथवत् ॥ २१**
**आदित्या वसवोरुद्रा अश्विनौ समरुद्गणौ ।**
**रक्षन्तु त्वां महाभागे धर्मेणासि समावृता ॥ २४ ॥**

નળરાજા વિલાપ કરે છે—( મારા પ્રાણુથી પણુ અધિક એવી પવિત્ર અને નિષ્પાપ આ દમયંતી છે. ) કે જેને વાયુ કે સૂર્ય વાયુ (ટાઢ) કે સૂર્ય (તાપ) પણુ પ્રથમ જોઇ શકતા ન હતા ( એટલો બધો જેણે વૈભવ ભોગવ્યો છે જેના દર્શન દુર્લભ હતા.) તેજ મારી પ્રિય પત્ની આજે વનમાં પૃથ્વીની સપાટી ઉપર એકલી નિરાધાર દશામાં સુતી છે. (આવી સ્થિતિમાં મુકવાનો મારે પ્રસંગ આવ્યો છે. જે નિર્દોષ છે નિષ્પાપ છે. મને સુખ આપવાની ખાતરજ મારી સાથે રહેવાનો જેનો દૃઢ સંકલ્પ છે. તેને દુર કરવા મારૂં મન ના પાડે છે જેવી તેની મારા ઉપર અનન્ય પ્રીતિ છે. તેવીજ મારી પણુ તેના ઉપર છે. છતાં કોણુ જાણે કોઇ પણુ મને તેનો ત્યાગ કરવાની ફરજ પાડે છે. ઇચ્છા ન હોવા છતાં મારે તેનો ત્યાગ કરવો પડે છે. )

[જ્યારે સતી જાગશે. ત્યારે તેની સ્થિતિ કેવી થશે ? મારા વગર આ ઘોર જંગલમાં તે વૈદર્ભી શી રીતે ફરશે ? તે વખતની તેના મનની વ્યથા તેને શું દુઃખ નહિ કરે ?]

હે પવિત્ર પતિવ્રતા ! આદિત્યો, વસુઓ, રૂદ્રો અશ્વિનીકુમારો તેમજ દેવો સર્વે તારી ( ધર્મપરાયણા પવિત્ર પતિવ્રતાની ) રક્ષા કરો.

આ પ્રમાણે પોતાની પવિત્ર પત્નીના સંબંધમાં કહી જેનું જ્ઞાન કળિના લીધે નષ્ટ થયું છે. એવો તે રાજા ત્યાંથી જવા નીકળ્યો જતાં જતાં પણ તે ફરી ફરી તેજ જગ્યા ઉપર પાછો આવે છે. જો કે કલિ તેને ખેંચી જાય છે. છતાં સ્નેહને લીધે તે પાછો ફરે છે. તેના હૃદયમાં સાચો સ્નેહ છે. તે તેની પત્ની તરફ ખેંચી જાય છે. જ્યારે બીજી બાજુ કલિ ખેંચે છે આવી રીતે તેની બુદ્ધિ ઝોલાં ખાય છે. એક વખત ચાલવાનો વિચાર થાય છે. બીજી વખત પાછા ફરવાનો વિચાર થાય છે. તેથી કરીને તેના મનમાં મુંઝવણ થાય છે શોકાતુર થાય છે. ઘણોજ વિલાપ અને રૂદન કરે છે. પણ કલિ છેવટે તેના હૃદયમાં રહેલી તમામ દયા અને સ્નેહ એ સર્વનો ત્યાગ કરાવે છે. અને કલિના સ્પર્શથી મોહિત થઇ તે રાજા સુંદર પવિત્ર પતિવ્રતા સ્ત્રીને વનમાં એકલી નિરાધાર સુતી મુકી શોકાતુર થઈ રૂદન કરતો ચાલ્યો જાય છે. કલિએ આ પ્રમાણે પોતાની સમૃદ્ધિરૂપ ગુણવંતી નિર્દોષ પવિત્ર અને દુઃખમાં દિલાસારૂપી સ્ત્રીનો પણ વિયોગ કરાવ્યો. તે રાજા પણ એકલો થયો. અને દમયંતીને પણ પોતાના પ્રિય પતિથી કલિએજ વિખુટી પાડી.

બૃહદશ્વઋષિ યુધિષ્ઠિરને કહે છે—એ પ્રમાણે નળના ગયા પછી દમયંતી જાગી. જાગી ને જુએ છે તો નળને દીઠો નહિં તેથી દુઃખી અને શોકાતુર બની ગઈ. અને મોટેથી બુમો પાડી કહેવા લાગી કે હે નાથ! હે નળ! હે મહારાજ હે સ્વામિ તમે મને શા કારણથી ત્યજોછો? અરે તમારા જવાથી મારૂં સર્વસ્વ ગયું હું તમારા સિવાય

હારી ગઇ છું. હે મહારાજ તમે ધર્મજ્ઞ તેમજ સત્યવાદી છો ( તો તમારી કરેલી પ્રતિજ્ઞા હું તને ત્યજીશ નહિ એને યાદ કરી તે પ્રમાણે તમારે વર્તવું જોઈએ. ) તમે મને વનમાં એકલી સુતી મુકીને કેમ ગયા ? ભલે બીજાએ તમારા ઉપર અપકાર કર્યો હોય. પણ મેં તમારો કોઇ પણ અપરાધ કર્યો નથી. મારો કોઈ પણ પ્રકારનો દોષ નથી માટે નિર્દોષ અને તમારા ઉપર અનન્ય ભાવ તથા પ્રેમ રાખનારી એવી મને મુકીને તમારા જેવા રાજાથી જવાયજ કેમ ? હે રાજન્ દેવોની સમક્ષ કહેલા વચનો યાદ લાવી તે પ્રતિજ્ઞા તમારા જેવા સત્યવાદી રાજાએ તો જરૂર પાળવી જોઇએ તેને બદલે તમે તો મને બિલકુલ નિર્દોષ હોવા છતાં મુકીને જતા રહ્યા. તમારા જેવાને આમ કરવું અર્થાત્ નિર્દોષ પવિત્ર સ્રીનો ત્યાગ કરવો ઉચિત નથી. તમારા સિવાય મારૂ મૃત્યુજ થવું જોઇએ. પણ મૃત્યુ નથી થતું તેનું કારણ મનુષ્યો વિધિએ નક્કી કરેલા વખતેજ મૃત્યુને પામે છે, જો તમે મારી મશ્કરી કરી સંતાઇ ગયા હો તો હવે હદ થઈ મશ્કરી જવાદો અને મને જલદી દર્શન આપો જેથી મને શાંતિ થાય મને મારી કે બીજા કોઇની ચિંતા નથી. મને તો ફક્ત તમારીજ ચિંતા થાય છે. તમે જ્યારે ક્ષુધાતુર થશો અને ચાલતાં થાકી જશો તે વખતે સંધ્યાસમયે તમે જ્યારે એકાંતમાં વૃક્ષ નીચે બેસશો તે વખતે તમે મને તમારી પાસે નહિં જુઓ ત્યારે શું તમે મને યાદ નહિ કરો ? આ પ્રમાણે શોક અને રૂદન કરતી દમયંતી ક્રોધાતુર બની અને ક્રોધમાં આવી ને તે પતિવ્રતા કહેવા લાગી કે—

## Stanza 15.

यस्याभिशापाद् दुःखार्तो दुःखं विन्दति नैषधः ।
तस्यभूतस्यनो दुःखादुःखमभ्यधिकं भवेत् ॥ १६ ॥
अपापचेतसं पापो यएवंकृतवान्नलम् ।
तस्मा द्दुःखतरं प्राप्य जीवत्व सुखजीविकाम् ॥ १७ ॥
यथाऽहंनैषधादन्यं मनसाऽपि न चिन्तये ।
तथाऽयं पततां क्षुद्रः परासुर्मृगजीवनः ॥ ३८ ॥
उक्तमात्रे तु वचने तया समृगजीवनः ।
व्यसुः पपात मेदिन्या मग्निदग्ध इव द्रुमः ॥ ३९ ॥

જેના દુષ્ટ વર્તનથી આ દુઃખી નળરાજા જે દુઃખ ભોગવે છે. તે દુષ્ટ વર્તન ચલાવનાર અમારા બંન્ને કરતાં વધારે દુઃખી થશે. જે પાપીએ પુણ્યશાલી પવિત્ર નળને આ પ્રમાણે દુઃખ આપ્યું છે. તે પાપી અમારા કરતાં વધારે દુઃખી થઇ વધારે દુઃખી જીવન ગાળશે. [ આ પ્રમાણે શ્રાપ આપી રૂદન કરતી વનમાં નળની શોધમાં ફરે છે. ઉન્મત્ત દશામાં બુમો પાડતી જેને નળનીજ લગ્નિ લાગેલી છે. એવી તે દમયંતીને ક્ષુધાતુર અને મહા કાયાવાળા અજગરે પકડી અજગરથી પકડાઇ છતાં પોતાના કરતાં પણ હજુ નૈષધ રાજાની ચિંતા કરે છે. અજગરે મને પકડી છે માટે હે રાજન્ તમે દોડીને મને મદદ કેમ કરતા નથી ! જ્યારે તમે શ્રાપમાંથી મુક્ત થશો અને તમારી બુદ્ધિ રાજ્ય અને ધન વગેરે મેળવશો તે વખતે મને યાદ કરતાં તમને શું દુઃખ નહિ થાય ? આ પ્રમાણે વિલાપ કરે છે એવામાં એક પારધિએ તેને બુમો પાડતી સાંભ-

ળીને જલદી ત્યાં આવ્યો અને અજગરના મુખમાં પકડા-યેલી દમયંતીને જોઇ તરતજ તીક્ષ્ણ હથિયારથી તે અજ-ગરને કાપીને મારી નાંખ્યો. પછી તે પારધી દમયંતીને પુછવા લાગ્યો કે તમે કોણ છો અને વનમાં કેમ આવ્યાં છો દમયંતીએ સત્ય હકીકત કહી પછી દમયંતીને વનમાં એકલી જોઈ તે પાપવૃત્તિવાળો થઈ મોહિત થયો દમયંતીને ખબર પડી ગઇ તેને ઠપકો આપ્યો છતાં કામતુર બનેલો તે પારધિએ જ્યારે દમયંતીનું કહેલું માન્યું નહિ. એટલે તરત શ્રાપ આપ્યો કે–

જો મેં નળરાજા સિવાય બીજા કોઈનું મનથી પણ ચિંત્વન ન કર્યુ હોય તો પારધિ મૃત્યુ વશ થાય. બોલ-તાની સાથેજ તરતજ તે પારધિ જેમ અગ્નિથી વૃક્ષ બળી જાય તેમ મૃત્યુને પામ્યો.

પારધિના મરણ થયા પછી દમયંતી અઘોર વનમાં પતિની શોધમાં ફરે છે વનમાં સિંહ વાઘ તેમજ હિંસક પશુઓને જોતી જોતી તે ચાલી જાય છે અને રસ્તામાં નળરાજાનાજ વિચારો કરે છે અત્યંત રૂદન કરે છે પોતે પોતાની મેળે સ્વગત્ કહે છે સત્યવાદી નળરાજા કદી મારો ત્યાગ કરેજ નહિ એવા રાજાનું સત્ય અત્યારે કયાં ગયું ? તેઓ દયાળુ હતા આજે તે દયા કયાં ગઇ. હે મારા પ્રાણ-નાથ તમારી દયા તમારો સાચો સ્નેહ તમારૂં સત્ય દેવો સમક્ષ કહેલા તમારા વચનો હંસો સમક્ષના તમારા વચનો આ બધું તેમજ તમારા તમામ સદ્ગુણો આજે કયાં ગયા ? મને એકલી અઘોર વનમાં કોના આધારે

મુકી? હે મારા દયાળું દેવ તમારૂ બધુ જ્ઞાન ક્યાં ગયું? તમારી બુદ્ધિ ને ભ્રમિત કરનાર કોઇ પણુ વ્યક્તિ છે કે જેના પ્રભાવથી અત્યારે તમે દયાળુ છતાં ક્રૂર બન્યા છો સત્યવાદી છતાં તમારી કરેલી પ્રતિજ્ઞા પાળી શકતા નથી હે રાજામાં ઉત્તમ તમે ઘણા યજ્ઞો કર્યા છે ઘણી દક્ષિણુાઓ આપી છે સર્વ પ્રજાજનોને સારી રીતે સંતોષ્યા છે એવા તમે અત્યારે મારી સાથે આમ કેમ નિર્દય થાઓ છો? તમોએ મને ઘણી વાર કહ્યું છે કે તમારા સિવાય મને બીજું કોઇ અધિક પ્રિય નથી. હે રાજન્ તમે તમારા વચનોને સંભાળી મારા ઉપર દયા લાવી દર્શન આપો. આ ઘોર જંગલમાં તમારા સમાચાર મને કોણુ આપશે? તમે બેઠા છો કે સુતા છો અગર આ જંગલ છોડી બીજે ગયા છો? તે બાબત હું કોને પુછુ? મને કોણુ મીઠી વાણી અને આનંદના સમાચાર સંભળાવે કે નળરાજા આ ઠેકાણે છે. એમ વિલાપ કરતી વૈદર્ભી જંગલમાં ફરે છે અને વાઘ તથા સિંહ જે મળે છે તેને નળના સમાચાર પુછે છે. એમ ચાલતાં ચાલતાં એક જગ્યા ઉપર આવે છે અને ત્યાં રૂષિઓના આશ્રમ છે ત્યાં જાય છે પતિવ્રતા પોતે તેજસ્વી હોવાથી રૂષિઓ તેના તેજથી તેને દેવી માને છે અને પછી દમયંતીને તે કોણુ છે તે સંબંધી વિગત પુછે છે. દમયંતી ખરી બીના જણુાવે છે પછી તે રૂષિમુનીઓ દમયંતીને ધીરજ આપે છે અને કહે છે કે અમો અમારા યોગના પ્રભાવથી કહી શકીએ છીએ કે હે દમયંતી તારૂં દુઃખ થોડા વખતમાં નષ્ટ થશે તને સુખની પ્રાપ્તિ થશે. નળરાજાનો મેળાપ થશે ગયેલું રાજ્ય પાછું

મળશે વૈભવ પણ મળશે દુશ્મનોનો નાશ થશે અને તારા પતિ નળરાજા ગએલી સર્વ સમૃદ્ધિ થોડાજ વખતમાં પાછી મેળવશે. ચિંતા કરવાનું કાંઇ કારણ નથી તે સત્યવાદી રાજા થોડાજ વખતમાં સર્વ પ્રકારે સુખી થશે અને તારી સાથેજ રહી રાજવૈભવ ભોગવશે. આ પ્રમાણે રૂષિઓએ દમયંતીને કહ્યું અને પછી તરતજ તે મુનિઓ અંતર્ધાન થઇ ગયા. દમયંતી પણ આ પ્રકારનો બનાવ જોઇ વિસ્મય પામી મન સાથે કહેવા લાગી કે આ તે સ્વપ્ન કે સાચી બીના? રૂષિઓ તેમજ તેમના આશ્રમો વિગેરે જે મેં જોયા તે એકાએક અદૃશ્ય? પછી વિચાર કરતી કરતી તે વનમાં ચાલી નીકળી. અને ચેદિરાજના રાજ્યમાં તે આવી પહોંચી. શહેરમાં દમયંતી ફરે છે. આસપાસ બાળકો ફરી વળ્યા છે દમયંતીની માશી રાજ મહેલની અગાશીમાં બેઠી છે. તે દમયંતીને જુએ છે. આ દમયંતી છે એમ રાજમાતા ઓળખતી નથી. દાસી મારફતે તેને બોલાવે છે અને પછી રાજમાતા પુછે છે– દમયંતી માશી સાથે ઓળખાણ પાડતી નથી સાધારણ ગોળ ગોળ વાત કરે છે અને કહે છે કે–હું અત્યારે પતિથી રહિત છું. હું મારા પતિની શોધમાંજ ફરૂછું મારો પતિ સદ્ગુણી છે અને સત્યવાદી પણ છે પ્રાણથી પણ અધિક તે મને માનતા હતા કોઇ એક પ્રસંગમાં પ્રપંચીઓની સાથે જુગાર રમવા બેઠા અને તે રમતમાં તેમણે સઘળું ખોયું પછી જેણે સઘળી સમૃદ્ધિ તથા ઐશ્વર્યનો નાશ કર્યો તેજ પ્રપંચીએ તેમનામાં રહેલી દયા પણ હરી લીધી એટલે દયાળુ છતાં તે નિર્દય થયા અને પ્રપંચી હવે

મારા પતિની બુદ્ધિ ફેરવી નાંખી અને મારો ત્યાગ કરાવ્યો. આ મારો વૃતાંત મેં તમને કહ્યો. રાજમાતાએ કહ્યું કે પવિત્ર સ્ત્રી તું અહિંઆ અમારી જોડે રહે અને આ મારી દીકરી કે જે વયમાં તારા સમાન છે તેની સાથે રહી તેને સુખી કરજે દમયંતી કહે છે હું મારો નિયમ તમને કહું છું તે સાંભળો એ શરતો તમારે કબુલ મંજુર હોય તોજ હું તમારી સાથે રહી શકું રાજમાતાએ દમયંતીને તેની શરતો કહી સંભળાવવા કહ્યું ત્યારે દમયંતી કહે છે કે—

## Stanza 16.

उच्छिष्टं नैव भुंजीयां न कुर्याम् पादधावनम् ।
न चाहं पुरुषानन्यान्प्रभाषेयं कथंचन ॥ ६८ ॥
प्रार्थयेद्यदि मां कश्चि द्दण्डयस्ते स पुमान्भवेत् ।
वध्यश्च तेऽसकृन्मन्द इति मे व्रतमाहितम् ॥ ६९ ॥

દમયંતી કહે છે—હું કોઇનું ઉચ્છિટ અન્ન જમતી નથી. હું કોઇની પગચંપી કરીશ નહી હું અન્ય પુરૂષ સાથે વાર્તાલાપ કરીશ નહી કોઇ પણ પુરૂષ મારી માગણી કરે તો તે પુરૂષને શિક્ષા થવીજ જોઇએ અને છતાં તે પુરૂષ ન માને તો તેને દેહાંત દંડની શિક્ષા કરવી. આ મારી પ્રતિજ્ઞા છે.

[ હે રાજમાતા આ મારા નિયમો તમને અનુકુળ હોય તો મને અહિંઆ તમારે ત્યાં રહેવામાં વાંધો નથી માટે તમને જેમ યોગ્ય લાગે તેમ કરો રાજમાતા આ નિયમો સાંભળી ખુશ થઈ કહેવા લાગ્યા કે આ સર્વ

મારે કબુલ છે હું તારા કહેવા મુજબ સઘળું કરીશ એમ કહી પોતાની પુત્રી સુનન્દાને કહ્યું કે તારા સમાન વયવાળી આ પવિત્ર સ્ત્રી તારી સખી થશે એની સાથે રહી તું પ્રસન્ન ચિત્તવાળી થઈને આનંદ કરજે. રાજમાતાની આ વાત સાંભળી સુનન્દા પણ પરમ હર્ષ પામી એ પ્રમાણે દમયંતી હવે રાજમહેલમાં સુનન્દા સાથે રહેવા લાગી. ]

વનના દુઃખો ભોગવી દમયંતી માસીને ત્યાં છેવટે આવી અને અજ્ઞાત (ઓળખાણ પાડયા વગર) તરીકે સુનન્દા સાથે રહેવા લાગી. પતિના વિયોગથી દુઃખી થએલી દમયંતી ચિંતાતુર થઇ નળરાજાની ચિંતા કરે છે અને દુઃખમાં પણ ધીરજ રાખી પતિની શોધનાજ વિચારો કરે છે.

## Stanza 17.

ततः कर्कोटको नागः सांत्वयन्नलमब्रवीत् ।
मयातेऽन्तर्हितं रूपं न त्वां विद्युर्जना इति ॥ १४ ॥
यत्कृतेचासि निकृतो दुःखेन महतानल ।
विषेण समदीयेन त्वयि दुःखं निवत्स्यति ॥ १५ ॥
विषेण संवृतैर्गात्रै यावत्त्वां न विमोक्ष्यति ।
तावत्त्वयि महाराज दुःखं वै स निवत्स्यति ॥ १६ ॥
अनागा येन निकृत स्त्वमनर्हो जनाधिप ।
क्रोधादसूययित्वा तं रक्षा मे भवतः कृता ॥ १७ ॥
नते भयं नरव्याघ्र दंष्ट्रिभ्यः शत्रुतोऽपिवा ।
ब्रह्मविद्भ्यश्च भविता मत्प्रसादान्नराधिप ॥ १८ ॥

राजन् विषनिमित्ता च नते पीडा भविष्यति ।
संग्रामेषु च राजेन्द्र शश्वज्जयमवाप्स्यसि ॥ १९ ॥
गच्छ राजन्नितः सूतो बाहुकोऽहमिति ब्रुवन् ।
समीपमृतुपर्णस्य स हि चैवाक्ष निपुणः ॥ २० ॥
अयोध्यांनगरीं रम्या मद्यैव निषेधश्वर ।
सतेऽक्षहृदयं दाता राजाऽश्वहृदयेनवै ॥ २१ ॥
इक्ष्वाकुकुलजः श्रीमान मित्रं चैत्र भविष्यति ।
भविष्यसि यदाऽक्षज्ञः श्रेयसा योक्ष्यसे तदा ॥ २२ ॥
सममेष्यसि दारैस्त्वं मास्म शोके मनः कृथाः ।
राज्येन तनयाभ्यां च सत्यमेतद्ब्रवीमिते ॥ २३ ॥
स्वंरूपं च यदाद्दष्टु मिच्छेथा स्त्वं नराधिप ।
संस्मर्तव्य स्तदातेऽहं वासश्चेदं निवासयेः ॥ २४ ॥
अनेनवाससाच्छन्नः स्वंरूपं प्रतिपत्स्यसे ।
इत्युक्त्वा प्रददौ तस्मै दिव्यंवासो युगं तदा ॥ २५ ॥
एवं नलं च संदिश्य वासोदत्वा च कौरव ।
नागराज स्ततो राजंस्तत्रैवान्तर धीयत ॥ २६ ॥

બૃહદશ્વ ૠષિ યુધિષ્ઠિર રાજાને કહે છે કે—હે રાજા ! દમયંતીનો ત્યાગ કરી નળરાજા ગહન વનમાં જતો હતો ત્યાં તેણે મોટા સળગતા દાવાનળને જોયો. અને તે મધ્યે કોઈ પ્રાણીની બુમો વારંવાર સાંભળી કે હે નળ ! હે પુણ્યશ્લોક રાજા ? મને મદદ કરવા દોડી આવો. આ પ્રમાણે કોઇ પ્રાણી મોટેથી બુમો પાડતુ હતું તે સાંભળી નળરાજાએ કહ્યું. કે બીક રાખવાની જરૂર નથી. એમ

જવાબ આપી તે રાજાએ દાવાનળની મધ્યમાં પ્રવેશ કર્યો. અને ત્યાં કુંડાળું વળેલો નાગના રાજાને દાવનળમાં પડેલો જોયો. તે નાગે નમસ્કાર કરી કહ્યું કે હે રાજા નળ ? હું કર્કોટક નામનો નાગ છું એમ તું મને જાણજે. મહાન તપસ્વિ નારદ મુનીનું અપમાન કરવાથી તે મહામુનીએ મને ક્રોધિત થઇ શ્રાપ આપ્યો કે તું સ્થાવર પ્રાણી થઈને રહેજે જ્યાં સુધી નળરાજા આવી તને કાઢે નહિ ત્યાંસુધી તું સ્થાવરજ રહેજે. અને તે રાજા તને તેમાંથી ઉંચકી જે જગ્યા ઉપર તને મુકશે તે જગ્યા ઉપર આવતાંજ તું મારા શ્રાપમાંથી મુક્ત થઈશ તેમના શ્રાપને લીધેજ હું એક પણ પગલું ભરી શકતો નથી. (અર્થાત્ સ્થાવરતાનેજ પ્રાપ્ત થયો છું.) તારા શ્રેયનો માર્ગ હું બતાડીશ. તમારે મારૂ રક્ષણ કરવું જોઈએ. હું તમારા મિત્ર થઇશ મારા સમાન કોઈ નાગ નથી. હું નાનો (સ્વરૂપમાં) થઈ જઈશ જલદી તું મને આ દાવાનળમાંથી ઉંચકી મને બાહાર લઈજા. નાગરાજે એમ કહી અંગુઠા જેવડો થઇ ગયો. નળરાજા તેને લઇને દાવાનળ વગરની જગ્યાએ મુકવા માટે ચાલવા માંડયું. તે નાગે રાજાને કહ્યું કે થોડા પગલા હે રાજા તમે ગણો રાજાએ તે પ્રમાણે પગલા ગણવા માંડયાં અને નાગરાજે દશમેજ પગલે તે રાજાને ડંશ માર્યો. સર્પડંશથી રાજાનું સ્વરૂપ એકદમ બદલાઇ ગયું. નળરાજા પોતાનું બદલાઇ ગએલા સ્વરૂપને જોતાંજ વિસ્મય પામ્યો અને કર્કોટક નાગને અસલ સ્વરૂપ પ્રાપ્ત થયું તે પણ રાજાએ જોયું તરતજ કર્કોટક નાગ નળ રાજાને શાંત પાડી કહેવા લાગ્યો કે—

નળરાજાને ધીરજ આપતાં કર્કોટક નાગ કહે છે કે— મેં તમારૂં કાંતિમાન સુંદર સ્વરૂપ હતું તેનું હરણ કર્યું છે. તેનું કારણ એજ કે તમને લોકો ઓળખી શકે નહિ. (તમે જો તમારાજ સ્વરૂપમાં રહો તો આ નળરાજાજ છે એમ લોકો જાણી જાય માટે તમારા રૂપમાં ફેરફાર કરવાની જરૂર હતી. માટેજ તેમ કર્યું છે.) હે નળરાજા તું નિર્દોષ છે. પાપરહિત છે. છતાં તારા જેવા પુણ્યશીલ રાજાને જે દુઃખ આપે છે. તે તારામાં મારા ઝેરને લીધે હવે દુઃખથી રહેશે. અર્થાત્ મારૂં ઝેર તેજ પાપીને દુઃખ અને પીડા આપશે. (ડંશ કરવાનું કારણ પુણ્યશાળીને જે પાપી પીડા આપે છે. તેને પીડા મારા વિષથી થાય માટેજ મેં ડંશ કર્યો છે. એમ કર્કોટક નાગે રાજાને કહ્યું.) જયાં સુધી તે પાપી તમારા શરીરમાંથી જશે નહિ ત્યાંસુધી તે પાપી તમારામાં મારા ઝેરને લીધે ઘણા દુઃખથી પીડા પામીને રહેશે. તેના સર્વ અવયવોમાં મારૂં ઝેર વ્યાપી જશે. દુઃખ ભોગવવાને જે યોગ્ય નથી એવા નિર્દોષને કારણ વગર જે પાપી દુઃખ કરી હેરાન કરે છે. અને ખોટી રીતે ઈર્ષા કરે છે. અને ક્રોધ રાખે છે. એવા પાપોથી મેં આપની રક્ષા કરી છે. મતલબ કે તે પાપી હવે તમને દુઃખી કરી શકશે નહિ. પણ મારા ડંશથી મારા ઝેરથી તે પોતેજ દુઃખી થશે. અને હેરાન થઇ જશે. અને વળી હે મનુષ્યના રાજા તમને હવે કોઈ પણ હિંસક પ્રાણિ અથવા શત્રુ અગર તો રૂષિ મુનિઓનો ભય રહેશે નહિ. મારી કૃપાને લીધે તમને હવે કોઇ જીતી શકશે નહિ. તેમ તમારે હવે કોઇનો ભય નથી તમે મારા અનુગ્રહથી એવા નિર્ભય

થયા છો. હે રાજા મારા વિષથી તમને જરી પણ દુઃખ થશે નહિ. તેમજ હે મનુષ્યોમાં શ્રેષ્ઠ જલદીથી તમારો વિજય થશે સંગ્રામમાં તમે જીત મેળવશો તમે અહિંથી બાહુક નામ ધારણ કરી રૂતુપર્ણની પાસે જાઓ તે રાજા અક્ષ વિદ્યામાં નિપુણ છે. સુંદર અને રમ્ય એવી અયોધ્યા નગરી તરફ તમે આજેજ પ્રયાણ કરો. તે રાજા તમને અક્ષવિદ્યા આપશે અને તેના બદલામાં તમારી અશ્વવિદ્યા તે લેશે. ઈક્ષ્વાકુ કુલમાં જેનો જન્મ થયો છે. એવાતે રૂતુપર્ણ રાજા તમારા મિત્ર થશે. અને જ્યારે તમને અક્ષ-વિદ્યાનું જ્ઞાન થશે કે તરતજ તમો શ્રેયને મેળવશો અર્થાત પરમ ભાગ્યશાળી બનશો.

તમારી પત્નીનો મેળાપ થશે. હે રાજા તમે બીલ-કુલ શોક કરશો નહિં. તમારૂં રાજ્ય પણ તમને મળશે તેમજ તમારા સંતાનનો પણ મેળાપ થશે આ સત્ય હકીકત હું તમોને કહું છું. અને હે રાજા તમને તમારૂં પોતાનું અસલ સ્વરૂપ મેળવવાની ઈચ્છા થાય કે તરતજ મારૂં સ્મરણ કરવું અને આ બે દિવ્ય વસ્રો આપું છું તે પહેરવાં આ દિવ્ય વસ્ર પહેરતાની સાથેજ તમે તમારા સુંદર સ્વરૂપને પ્રાપ્ત કરશો. એમ કહીને નાગે નળરાજાને દિવ્ય વસ્રની જોડી આપી. નળરાજાને એ પ્રમાણે કહીને તથા દિવ્ય વસ્ર આપીને તે નાગનો રાજા તરતજ હે યુધિષ્ઠિર રાજા ! ત્યાંને ત્યાંજ નળના દેખતાંજ અંતર્ધાન થઈ ગયો.

કર્કોટક નાગના અંતર્ધાન થયા પછી નળરાજા પણ

અયોધ્યા તરફ ઋતુપર્ણ પાસે જવાના વિચારથી ચાલી નીકળ્યા. દશમે દિવસે અયોધ્યા આવી પહોંચ્યા અને ઋતુપર્ણ રાજાની પાસે જઇને કહ્યું કે મારૂં નામ બાહુક અશ્વવિદ્યામાં આ પૃથ્વીમાં મારા સમાન નિપુણ બીજો કોઈ નથી. ગમે તેવી મુશ્કેલીમાં મારી સલાહ મદદગાર થઇ પડશે તેમજ રસોઇમાં પણ હું જાણકાર અને પ્રવીણ છું. સંક્ષેપમાં હું તમને દરેક રીતે ગમે તેવા કઠણ કામોમાં પણ મદદગાર થઇ શકીશ માટે હે રાજા તમે મને તમારે ત્યાં રાખો. આ પ્રમાણે નળરાજાએ કહ્યું ત્યારે ઋતુપર્ણ રાજાએ કહ્યું કે—

હે ભાઇ તમે ભલે મારે ત્યાં ખુશીથી રહો મને ખાસ કરીને ઘોડા દોડાવવાનો શોખ છે. એટલે પુરવેગમાં ઘોડા જાય એવી રીતે ઘોડા કેળવાય એવી મારી ખાસ ઇચ્છા છે મારા ઘોડા પવનવેગી થાય એવું હું ઇચ્છુંછુ અને તમે તેમ કરી શકશો માટે તમને મારી અશ્વશાળાના અધ્યક્ષ તરીકે તમને નીમું છું અને તમારા હાથ નીચે બીજા બે માણસો જેમના નામ વાર્ષ્ણેય અને જીવલ છે. તે તમને સોંપું છું. જેઓ તમારી પાસે હમેશાં રહેશે અને તમારી સુચના મુજબ કામ કરશે એ પ્રમાણે રાજાએ કહ્યું અને નળરાજા બાહુકના નામથી ઋતુપર્ણની અશ્વશાળામાં રહેવા લાગ્યા નળરાજા દરરોજ દમયંતીની ચિંતાથી શોક કરે છે અને દરસાંજે તેના સંબંધમાં પોતાના ઉદ્ગારો કાઢી પોતાનો શોક પ્રદર્શિત કરે છે. રાજા કહે છે કે—

## Stanza 18.

क्वनु सा क्षुत्पिपासार्ता श्रान्ता शेते तपस्विनी ।
स्मरन्ती तस्य मंदस्य कंवा साऽद्योपतिष्ठति ॥ १० ॥
आसीद्बहुमता नारी तस्या दृढतरं वचः ।
सवै केनचिदर्थेन तया मन्दोऽव्ययुज्यत ॥ १३ ॥
विप्रयुक्तः स मन्दात्मा भ्रमत्यसुखपीडितः ।
दह्यमानः स शोकेन दिवारात्रम तन्द्रितः ॥ १४ ॥
निशाकाले स्मरं स्तस्याः श्लोकमेवंस्म गायति ।
सविभ्रमन्महीं सर्वां क्वचि दासाद्य किंचन ॥ १५ ॥
वसत्यनर्हस्त दुःखं भूय एवानुसंस्मरन् ।
सा तुतं पुरुषं नारी कृच्छ्रेष्व्यनुगतावने ॥ १६ ॥
त्यक्ता तेनाल्पपुण्येन दुष्करं यदि जीवति ।
एकाबालाऽनभिज्ञा च मार्गमाणाऽतथोचिता ॥ १७ ॥
क्षुत्पिपासापरितांगी दुष्करं यदि जीवति ।
श्वापदाचरिते नित्यं वने महति दारुणे ॥ १८ ॥
त्यक्ता तेनाल्प भाग्येन मन्दप्रज्ञेन मारिष ।
इत्येवं नैषधो राजा दमयंती मनुस्मरन् ।
अज्ञातवासं न्यवसद्राज्ञस्तस्य निवेशने ॥ ३९ ॥

તે (દમયંતી) ક્ષુધા તથા તૃષાની પીડાથી દુઃખી થએલી અને શ્રમિત થએલી અત્યારે ક્યાં સુતી હશે? તે તેના મન્દ અને અલ્પ ભાગ્યવાળા પતિની (અર્થાત્ મારી) ચિંતા કરતી તે ક્યાં અને કોને ત્યાં હશે?

આ પ્રમાણે હરરોજ રાજા બોલે છે તે સાંભળી એક દિવસ તેમના માણસે પુછયું કે હે બાહુક રોજ તમે આમ કહો છો તે કોણ છે અને તમે કોનો શોક કરો છો? તે મને કહો મારે સાંભળવાની ઇચ્છા છે. રાજા કહે છે કે ભાઈ એક સ્ત્રી જે ઘણી પવિત્ર છે; અને પતિની ઘણીજ માનીતી હતી અને તે પતિવ્રતા સ્ત્રીની વાણી પણ તેવીજ પવિત્ર અને સત્ય હતી. એવી તે સ્ત્રી પોતાના પતિનેજ સર્વસ્વ માનનારી, અને તેજ પ્રમાણે તેનો પતિ પણ તેવીજ અનન્ય પ્રીતિ અને સ્નેહ રાખતો હતો; આવો પરસ્પર અનન્ય પ્રેમ હોવા છતાં પણ, કોઇ કારણથી આ બંન્નેનો વિયોગ થયો. વિયોગ થયા પછી તે પુરૂષ પૃથ્વી ઉપર ભટકે છે અને તેનું હૃદય તેની પવિત્ર પતિવ્રતા સ્ત્રીના વિયોગને લીધે પીડાય છે. અને તે વિયોગના શોકથી તેની ઉંઘ પણ ગઇ છે; સુખ પણ ગએલું છે કારણ કે તેનું મન તેની પોતાની પ્રિય પવિત્ર પત્નીમાંજ હોવાથી, તેના વિયોગને લીધે તેને બીજુ કાંઇ ગમતુંજ નથી. તે માણસ એક વખત દુઃખમાં આવી પડતાં તેની અર્ધાંગના પણ તેની સાથે વનમાં ગઇ અને વનમાં મદદ કરવાની તેમજ દિલાસો આપવાની પવિત્ર ઇચ્છાથી ગએલી તે પવિત્ર સ્ત્રીનો તેણે ત્યાગ કર્યો. આવું નિર્દય કામ તેનાથી થઇ ગયું છે. તેથી તેનું હૃદય હમેશાં બળ્યા કરે છે; કારણ કે નિર્દોષ પવિત્ર, પોતાનામાં પ્રેમ રાખનારી અને દુઃખમાં પણ સુખ માનનારી, પોતાનો ધર્મ પવિત્ર પણે અદા કરવાની ઈચ્છાથી વનમાં આવેલી, એવી સ્ત્રીનો કોઇ પણ અપરાધ વગર કેમ ત્યાગ થાય? અને તેને જણાવ્યા વગર

વનમાં સુતી મુકી જવું એ બીલકુલ યોગ્ય નથી; આવુ સમજનાર તથા દયાળુ અને સત્યવાદી હોવા છતાં પણ તે પુરૂષે તે વખતે સત્ય અને દયાને ત્યજીને તે સ્રીનો ત્યાગ કર્યો; તેથી તે માણુસ પોતે કરેલા અઘટિત કાર્યનો પસ્તાવો કરી દરરોજ આ પ્રમાણે બોલે છે. તે પુરૂષ વિલાપ કરીને કહે છે કે, આ પવિત્ર સ્રી જંગલમાં એકલી છે અને રસ્તાથી અપરિચિત છે; અને દુઃખને લીધે તથા ક્ષુધાને લીધે પીડાએલી આ બાલાને આવી આપત્તિ છે એવું જાણુવા અને જોવા છતાં તેનો ત્યાગ કર્યો એ કામ તદ્દન અસત્ય ગેરવ્યાજબી નિર્દય અયોગ્ય થયું છે એથી તે દુઃખમાં પોતાના દિવસો નિગર્મન કરતી હશે અને જીવન દુઃખે કરીને (પતિના વિયોગથી) ગાળતી હશે; આ પ્રમાણે બાહુક રૂતુપર્ણના સારથિના પ્રશ્નનો માર્મિક જુવાપ આપી ને રાજા રૂતુપર્ણને ત્યાં રહેવા લાગ્યો.

બૃહદશ્વ રૂષિ યુધિષ્ઠિર પ્રત્યે કહે છે કે નલરાજાએ વનમાં જઇને ઘણાં દુઃખો ભોગવી છેવટે કુલિના પ્રભાવને લીધે સત્યવાદી અને જ્ઞાની હોવા છતાં સદ્ગુણી પતિવ્રતા પવિત્ર નિર્દોષ દમયંતીનો ત્યાગ કર્યો. કુલિના પ્રભાવથીજ પોતાનું મન તેજ દમયંતીમાં હોવા છતાં દયાળુ હોવા છતાં પ્રતિજ્ઞા અને વાણીથી સત્ય હોવા છતાં તે તેનામાં રહેલા ગુણોને અમલમાં (વર્તનમાં) મુકી શકયો નહિ અર્થાત્ કલિના પ્રભાવ આગળ નળની દયા અને સત્ય એ સર્વ ગુણો જતા રહ્યા. નળ રૂતુપર્ણને ત્યાં અશ્વશાળાનો અધ્યક્ષ બની અયોધ્યામાં રહેવા લાગ્યો.

અને દમયંતી પણ પતિથી રહિત થઈ; નળનુંજ મનમાં સ્મરણુ કરતી વનના અનેક કષ્ટો ભોગવી છેવટે પોતાની માશીને ત્યાં સૈરન્ધ્રી તરીકે અજ્ઞાત ( ઓળખાણુ પાડયા વગર ) થઈને રહેવા લાગી.

નળનું રાજ્ય ગયું છે અને દમયંતી અને નળ રાજ્ય છોડી વનમાં ગયાં છે, એવી દમયંતીના પિતાને ખબર પડી કે તરતજ તેમણે સર્વે બ્રાહ્મણોને બોલાવી ખબર આપી કે તમો સર્વ નળની તેમજ મારી પુત્રી દમયંતીની શોધ કરવા જાઓ; અને તે સઘળા બ્રાહ્મણોને પુષ્કળ દ્રવ્ય આપીને શોધ કરવાનું કહ્યું; અને જાહેર કર્યું કે જે માણસ નળ અને દમયંતીની શોધ કરી લાવશે તેમને હું હજાર ગાયો તથા જમીન જાગીર અને શહેરના સમાન ગામનું દાન કરીશ; અને કદાચ નળ અગર દમયંતીને અહિંયાં લાવી શકાય નહિ તો પણ તેઓ કયાં છે એટલી પણ ખબર લાવશે તેમને પણ હજાર ગાયો આપીશ. આ પ્રમાણે જાહેર કરી રાજાએ ચારે દિશામાં માણસોને શોધમાં મોકલી દીધા. પૃથ્વીમાં તમામ ઠેકાણે તપાસ કરનારા તે માણસો શોધમાં ફરે છે પણ દમયંતી કે નળ કોઈનો પણ પત્તો લાગતો નથી એવામાં સુદેવ નામનો બ્રાહ્મણ છેવટે ફરતો ફરતો ચેદી રાજના નગરમાં આવી પહોંચ્યો; અને ત્યાં તપાસ કરતાં કરતાં તેણે દમયંતીને રાજમહેલની અગાશીમાં સુનન્દાની સાથે બેઠેલી જોઈ તે બ્રાહ્મણે તરતજ દમયંતીને ઓળખી લીધી અને પોતાની મેળે સ્વગત્ કહેવા લાગ્યો:—

સુદેવ કહે છે— પ્રથમ મેં જોયેલી છે તેજ આ દમયંતી છે. આજે મારી મહેનત સફળ થઈ આ દમયં-તી છે; જેને મેળવવા માટે પૃથ્વી ઉપરના સઘળા રાજાઓ સ્વયંવરમાં આવ્યા હતા. જેની મુખાકૃતિ ચંદ્ર સમાન છે તેજ આ દમયંતીને આજે હું જોઇ શકયો છું. તેના કમલ જેવા નેત્રોથી પણ હું ઓળખી શકું છું કે આ દમયં-તીજ છે. જે કામદેવની રતિ સમાન અને ચંદ્ર જેવી કાંતિવાળી છે. આ દેવી દમયંતી વિદર્ભરાજની રાજપુત્રી છે અને દૈવના દોષને લીધે જેમ પુર્ણિમાનો ચંદ્ર રાહુથી પીડાય છે તેમ દુઃખ પામે છે. પતિના વિયોગના શોકને લીધે પાણી વગરની નદી હોય તેવી આ દમયંતી દેખાય છે. આ સુકુમાર સુંદર રાજપુત્રી જે રત્ન જડિત મહેલમાં રહેવાને યોગ્ય છે તેની સ્થિતિ સૂર્યના તાપથી તપીને જમીન ઉપર પડેલા કમલ જેવી થઇ છે. રૂપમાં સુંદર અને સ્વભાવે ઉદાર આ દમયંતી અત્યારે વાદળામાં જેમ ચંદ્રમા સંતાઇ જાય તેવી રીતે આ રાજ મહેલમાં રહે છે. તેને હું ઓળખી શકયો છું અને આ કારણોથી અને ચિન્હોથી વિદર્ભરાજાની પુત્રી દમયંતી તે આજ છે એમ ખાત્રીથી કહુ છું ખરેખર બન્ધુવર્ગ અને સ્નેહીજનથી વિખુટી પડેલી આ દમયંતી પતિના દર્શનનીજ ઈચ્છાથી પોતાનું શરીર ટકાવી રહી છે. સત્ય છે કે નારીનું પરંમ ભૂષણ પતિજ છે ભલે અલંકારો ન હોય. भर्ता नाम परं नार्या भूषणं. પતિ સિવાય નારી ગમે તેવી સુંદર હોય છતાં શોભતી નથી. નળરાજા આવી (સદ્‌ગુણી) પત્નીથી રહિત થવા છતાં

તેનો વિયોગ સહન કરીને શી રીતે રહી શકતો હશે? તે રાજાને જરૂર દુઃખજ (પત્ની વિયોગથી) થવું જોઇએ તે રાજા પણ જ્યાં હશે ત્યાં જરૂર (પત્નીના વિયોગથી) દુઃખી જ હશે. દમયંતીનું આ દુઃખ જોઈ મને મનમાં વ્યથા થાય છે કે, સુખને ભોગવવા વાળી આ રાજપુત્રી આવું દુઃખ ભોગવે છે. ક્યારે આ દુઃખનો પાર આવશે? અને પતિનો સમાગમ ક્યારે થશે? જેમ રોહિણી અને ચંદ્રમાનો મેળાપ થાય છે તેમ નળ દમયંતીનો મેળાપ ક્યારે થશે? નળરાજા આ દમયંતીને મેળવીને જરૂર પ્રસન્ન થશે. અને આનંદ મેળવશે રાજાને ગએલું રાજ્ય પાછું મળે એવો આનંદ તે રાજાને દમયંતીના ફરી મેળાપથી થશે. નળરાજા અને દમયંતી, રૂપમાં અને ગુણમાં, બંને સમાન છે અર્થાત્ નળને યોગ્ય દમયંતી અને દમયંતીને યોગ્ય નળરાજા જ છે. નળ રાજાની રાણી દમયંતીને હવે મેં પુરેપુરી ઓળખી છે અને તેથી હવે હું તેને મળું અને દિલાસો આપું. એમ સઘળી બાબતો અને લક્ષણો જોઇ સુદેવ બ્રાહ્મણ દમયંતી પાસે જઇ કહેવા લાગ્યો કે હે વૈદર્ભી! તારા ભાઇનો પ્રિય મિત્ર હું સુદેવ છું. રાજાની આજ્ઞાથી તમારી શોધને માટે નિકળેલો હું અહિંઆ આવ્યો છું; તમારા પિતા તથા માતા તથા ભ્રાતા અને તમારા બે બાળકો વિગેરે સર્વે કુશલ છે; પણ તમારા વગર તે સર્વે દુઃખી થાય છે અને તેથી તમારી તપાસ ને માટે ચારે બાજુ સેંકડો માણસોને મોકલ્યા છે.

બૃહદશ્વ ૠષિ કહે છે—હે યુધિષ્ઠિર રાજા દમયં-તીએ સુદેવ બ્રાહ્મણને ઓળખ્યો અને પછી સઘળા સ્નેહી

જનોના સમાચાર એક પછી એક પુછયા; પછીથી શોકને લીધે તે ઘણુંજ રૂદન કરવા લાગી દમયંતીને પોતાના ભાઈના મિત્ર સુદેવની જોડે વાત કરતી તથા રૂદન કરતી જોઈને સુનન્દાએ તે સર્વ ખબર રાજમાતાને કહી; જેથી રાજમાતા ત્યાં તરતજ આવ્યા અને સુદેવને વિવેકથી પુછવા લાગ્યા કે આ સૈરિન્ધ્રી તરીકે અમારે ત્યાં રહી છે તે કોણ છે તે વિસ્તારથી મને કહો ત્યારે સુદેવે સઘળી વાત જણાવી અને આ દમયંતીજ અને પોતાની સગીબેન ની દીકરી, દેવી સમાન આ દમયંતી નળરાજાની પતિવ્રતા સદ્ગુણી પવિત્ર પત્ની, તે મારે ત્યાં આ સ્થિતિમાં રહી તે જાણુતાંજ રાજમાતા શોકાતુર થઈ ગયા. અને રૂદન કરી દમયંતીને પોતાની પાસે બોલાવી અને કહ્યું કે આ રાજ્ય અને સઘળું તારૂંજ છે. તારા પિતાના રાજ્યમાં અને આ રાજ્યમાં ફેર ગણીશ નહિ. દમયંતીએ રાજમાતાને કહ્યું કે તમે મને ઓળખી નહિં છતાં તમારે ત્યાં હું સુખથી જ રહી છું; મારી દરેક ઈચ્છા તમે પુર્ણ કરી છે. અને તમે મારી સંભાળ રાખી છે. માટે તમારે કાંઈ મનમાં લાવવું નહિં. મારા બન્ને બાળકો મારા પિતાને ત્યાં છે. અને તેઓ માતપિતાના વિયોગથી દુઃખ પામતા હશે અને હું ઘણા વખતથી બાહરજ છું. માટે હે માતા સમાન દેવી! તમે મને હવે જવાની રજા આપો અને તે સાંભળી રાજમાતાએ પોતાના પુત્રની સંમતિ લઈ દમયંતીને જવા માટે એક ગાડી તયાર કરાવી. તે ગાડીમાં ઉત્તમ પ્રકારનો ખોરાક તથા પાણી વીગેરેની સગવડ રાખવામાં આવી હતી અને દમયંતીને વિદર્ભ દેશમાં જવા માટે માણસોનો પણ

બંદોબસ્ત ઉત્તમ પ્રકારે કરીને દમયંતીને વિદાય કરી. થોડા જ વખતમાં વિદર્ભ દેશમાં આવી પહોંચ્યા. દમયંતીને આવેલી જોઇ સઘળા સ્નેહીજનો બન્ધુવર્ગ વીગેરે આનંદમાં આવીજઇ રાજાને આ કુશલ સમાચાર આપ્યા. આ ખબર મળતાંજ રાજા પણ પોતાની પુત્રી દમયંતીને મળવા પોતાની રાણી સહિત આવ્યો. અને પોતાના પ્રાણ સમાન વહાલી દીકરીને મળી માતા પિતા ઘણાજ આનંદમાં આવી ગયા. અને તે દેવી સમાન દમયંતીનો પ્રેમ પૂર્વક સત્કાર કર્યો. દમયંતીએ પણ માતા પિતાને નમન કરી પોતાના બંન્ને બાળકોને ભેટી; તેમજ પોતાના ભાઈઓને તથા અન્ય સ્નેહીજનોને મળી સઘળાને કુશળ સમાચાર પુછયા; અને પછી રાજાએ સુદેવ બ્રાહ્મણને એક હજાર ગાયો તથા એક ગામ તથા જમીન અને પુષ્કળ દ્રવ્ય આપ્યું. દમયંતીએ દેવોનું તથા બ્રાહ્મણોનું ઉત્તમ પ્રકારે પુજન કર્યું; અને પછી મનમાં શાંતિ રાખી નળના દર્શનની ઇચ્છાથી તે પોતાની પુજ્ય માતાને કહેવા લાગી કે—

## Stanza 19.

मां चेदिच्छसि जीवन्तीं मातः सत्यं ब्रवीमिते ।
नरवीरस्य वैतस्य नलस्यानयने यत ॥ २९ ॥

दमयन्त्या तथोक्ता तु सादेवी भृश दुःखिता ।
बाष्पेणापिहिता राज्ञी नोत्तरं किंचिदब्रवीत् ॥ ३० ॥

तदवस्थां तु तां दृष्ट्वा सर्वमन्तः पुरं तदा ।
हाहाभूतमतीवासीद्भृशं च प्ररुरोदह ॥ ३१ ॥

ततो भीमं महाराज भार्या वचन मब्रवीत् ।
दमयंती तव भृशं भर्तार मनुशोचति ॥ ३२ ॥
अपकृष्य च लज्जांसा स्वयमुक्तवती विभो ।
प्रयतन्तु तत्र प्रेष्याः पुण्यश्लोकस्य मार्गणे ॥ ३३ ॥
ततो विदर्भाधिपते र्नियोगाद्‌ ब्राह्मणा स्तदा ।
दमयन्तीमथो दृत्वा प्रस्थितास्ते तथाऽब्रुवन् ॥ ३९ ॥

દમયંતી કહે છેઃ—હે માતા જો મને જીવિત રાખવાની ઇચ્છા હોય તો હું સત્ય કહું છું કે તમે મારા પતિ નળની શોધ કરાવો. (અર્થાત્ મારા પતિ નળ સિવાય હું મારા દેહને વધુ વખત ધારણ કરી શકીશ નહી. તેના વિયોગથી મારા પ્રાણ જશે.) દમયંતીનું વચન સાંભળી તેની માતા ઘણુંજ દુખ પામી. આંખમાં અશ્ર આવ્યા પણ કાંઇ જુવાપ આપ્યો નહિ. પણ તેટલામાં તો રાજમહેલમાં દમયંતીની સ્થિતિ બહુજ કરૂણાજનક થઇ પડી. દમયંતીને આ પ્રમાણે જોઇ સર્વેએ હાહાકાર કરી રૂદન કરવા માંડયું. દમયંતીના શરીરની તથા મનની આવી સ્થિતિ જોઈ તેની માતાએ તરતજ વિદર્ભરાજાને કહ્યું કે તમારી દમયંતી પતિવ્રતા છે અને પોતાના પતિ નળરાજા માટે ઘણો શોક કરે છે. અને લજ્જાનો ત્યાગ કરી તેણે મને આ વાત સ્પષ્ટ પણે જણાવી છે તો હે રાજા ? નળરાજાની શોધને માટે જલદીથી માણુસો મોકલો. રાજાએ પોતાની રાણીનું વચન સાંભળીને તરતજ નળની શોધ માટે માણુસો મોકલવા હુકમ આપી દીધો. દમયંતીને ખબર આપવામાં આવી કે નળરાજાની શોધ માટે માણુસો મોકલવાનો રાજાનો

હુકમ થયો છે. તેથી તે સઘળા બ્રાહ્મણોને દમયંતી પાસે મોકલવામાં આવ્યા અને દમયંતીએ તે બ્રાહ્મણોને સુચના આપી માર્મિક ગાથા કહી સંભળાવી. તે પ્રમાણે ગાથા કહેતા કહેતા બ્રાહ્મણો પૃથ્વી ઉપર નળરાજાની શોધમાં ફરવા લાગ્યા. જ્યાં જ્યાં બ્રાહ્મણો જાય છે ત્યાં ત્યાં દમયં-તીએ પહેલી ગાથાની ટેલ નાખે છે. પણ કોઇ ઠેકાણેથી તે ટેલનો જુવાબ મળતો નથી છેવટે એક પર્ણાદ નામનો વિદ્વાન બ્રાહ્મણ અયોધ્યા નગરીમાં આવી ચઢે છે અને ત્યાં રૂતુપર્ણ રાજાની સમક્ષ તેની રાજસભામાં આ માર્મિક ગાથા ( યાને ટેલ ) સંભળાવે છે ત્યાં પણ રાજા કે રાજ-સભામાંથી કોઇ પણ માણસ તરફથી જુવાબ મલતો નથી. પર્ણાદ નિરાશ થઇ પાછો જાય છે જતાં જતાં અશ્વશા-ળામાં જાય છે અને ત્યાં ગાથા ગાય છે.

## Stanza 20

क्वनुत्वं कितवच्छित्वा वस्त्रार्धं प्रस्थितोमम ।
उत्सृज्य विपिने सुप्ता मनुरक्तां प्रियां प्रिय ॥३७॥
सर्वैंयथा त्वया दृष्टा तथास्तेत्वत्प्रतीक्षिणी
दह्यमाना भृशंबाला वस्त्रार्धेनाभि संवृता ॥३८॥
तस्या रुदन्त्याःसततं तेन शोकेन पार्थिव ।
प्रसादंकुरुवैवीर प्रतिवाक्यं वदस्व च ॥३९॥
एवमन्यच्चवक्तव्यं कृपांकुर्याद्यथामयि ।
वायुना धूयमानोहि वनंदहति पावकः ॥४०॥
भर्तव्या रक्षणीयाच पत्नीहिपतिना सदा ।
तन्नष्टमुभयंकस्माद्धर्मज्ञस्य सतस्तव ॥४१॥

ख्यातः प्राज्ञःकुलीनश्च सानुक्रोशो भवान्सदा ।
संवृतो निरनुक्रोशःशंके मद्भाग्य संक्षयात् ॥४२॥
तत्कुरुष्व नरव्याघ्र दयांमयि नरर्षभ ।
आनृशंस्यं परो धर्मस्त्वत्त एव हिमेश्रुतः ॥४३॥

## દમયંતીએ કહેલી ગાથા.

દમયંતી કહે છે—હે પ્રિય ! મારૂં અડધું વસ્ત્ર કાપીને અને તમારી માનીતી અને પ્રાણથી પણ અધિક એવી તમારી પત્નીને વનમાં એકલી નિંદ્રાધીન મુકીને (ખબર આપ્યા વગર તમે જતા રહ્યા છો.) તમે કયાં ફરો છો ? તમે જે પ્રમાણે જોઈ છે તેજ સ્થિતિમાં તમારી પત્ની અડધુંજ વસ્ત્ર પહેરીને તમારા વિયોગને લીધે વિરહાગ્નિથી દુઃખી થાય છે અને તમારા દર્શનની ઇચ્છા રાખે છે તેના રૂદન તથા શોકનો વિચાર કરી હે રાજા તમે તેના ઉપર દયા લાવો અને જુવાબ આપો. વળી મારા ઉપર કૃપા કરે એવું બીજું પણ કહે જો કે તેજોમય અગ્નિ વાયુની મદદ મળતાં આખા વનને બાળી મુકે છે. (દમયંતી શમસ્યામાં જણાવે છે કે તમારા વિરહનો શોક મારા વિનાશમાં આવે નહિ તે હે રાજા તમારે જાણવું જોઈએ મારો શોક દૂર કરવાનું સાધન તમારી પાસેજ છે તમે કૃપા કરી દર્શન આપો. **પતિએ પત્નિનું ભરણ પોષણ કરવુંજ જોઇએ.** તમે સત્યવાદી અને ધર્મજ્ઞ છો, છતાં આ બંન્ને વસ્તુનો કેમ લોપ કર્યો છે. તમો જ્ઞાની તેમ જ કુલવાન અને કીર્તિવાળા અને દયાળુ છો છતાં તમે નિર્દય થયા છો તે મારાજ ભાગ્યનો દોષ છે એમ હું

માનું છું. માટે હે રાજા તમે મારા ઉપર મહેરબાની કરો મેં તમારી પાસેથીજ સાંભળ્યું છે કે દયા એ પરમ ધર્મ છે.

રૂતુપર્ણ રાજાની અશ્વશાળામાં જેણે આશ્રય લીધો છે, એવા બાહુકના વેશમાં નળરાજાએ પર્ણાદની આ ગાથા સાંભળી કે તરતજ તે સમજી ગયો કે ગાથામાં કહેલી સર્વ વિગત મનેજ લાગુ પડે છે. મને ઉદ્દેશીનેજ આ ગાથા કહેવામાં આવી છે આવી માર્મિક શમસ્યા વાળી વાણી કહેનાર દમયંતીનોજ આ માણુસ છે. એમ બાહુકે ખાત્રી પુર્વક નિશ્ચય કર્યો. આ માણુસ મારી શોધ માટેજ દમયંતીએજ મોકલેલો છે. એ ચોક્કસ છે. આ યુક્તિ દમયંતીએજ બુદ્ધિ પુર્વક શોધી કહાડી છે. તેની મારા ઉપરની અનન્ય ભક્તિ તેમજ તેનો સત્ય અમર પ્રેમ આ શમસ્યાના વચનોમાં સમાએલો છે. મારા કરેલા અપ· રાધો સામે તે જોતી નથી અર્થાત્ મારાથી થએલી ભૂલોને તે ક્ષમાની નજરે જોઈ મનમાં સમાવી તે પવિત્ર સ્ત્રી મારા વિયોગથી ઘણુંજ દુઃખ પામે છે. અને મારા દર્શન અને સમાગમની તેને તીવ્ર ઇચ્છા છે તે ઇચ્છાને મારે પુરી કરવીજ જોઇએ. એ મારી પવિત્ર ફરજ છે. ધર્મ· માંથી ભુલા પડેલા પતિને માટે આ શમસ્યા ઘણીજ સમજવા લાયક છે. અને પતિની પત્ની તરફની ફરજનું ભાન કરાવે છે. બનેલા બનાવનું સંક્ષેપમાં વર્ણન કરતી આ વાણી સત્ય છે. મારી પાસેનું વસ્ત્ર પક્ષીઓ લઇ ગયા તેથી અમો બંન્ને એકજ વસ્ત્રથી વનમાં ફરતા હતા. અમારા સંપત્તિમાં આ એકજ વસ્ત્ર અમારા બે જણુ વચ્ચે

હતું એવી સ્થિતિ હતી. એમ કહ્યું છે તે ખરેખર સત્યજ છે. અને તે વસ્ત્રને મેં અડધું કાપી નાંખ્યું. કાપી નાંખ-વાથીજ અમે બંન્ને સાથે હતા. અને એક હતા તે જુદા થયા વિખુટા પડયા. આ મારી ભૂલ થઈ છે. શમ-શ્યામાં તે ભૂલ જણાવી છે. બીજું ખબર આપ્યા વગર નિંદ્રામાં મેં સતીનો ત્યાગ કર્યો. આ પણ મારો દોષ છે કારણ કે પવિત્ર પત્નીનો ત્યાગ કરવો, અને ખબર આપ્યા વગર ઉંઘમાં સૂતી મુકીને જવું એ સજજન પુરૂષનો ધર્મ નથી. અઘોર નિર્જન વનમાં નિર્દોષ પત્નીનો ત્યાગ કર્યો અર્થાત્ ત્યાગ કરતી વખતે સ્થળનો પણ વિચાર કર્યો નથી. એમ તે કહે છે એ વાત પણ મારે કબુલ કરવી પડે છે. હું છાનોમાનો કહ્યા વગર જતો રહ્યો છું એ મારો ભયંકર ગુન્હો છે એમ તે કહે છે તે ખરેખર સત્ય જ છે. સજજન દયાળુ અને પુણ્ય શ્લોક તરીકે પ્રખ્યાત થએલા રાજાને માટે આ વર્તન બીલકુલ અયોગ્ય ગણાય. કર્તવ્ય ને સમજનાર, પતિ પત્નીના ધર્મને જાણનાર, પ્રજાને પાલનાર અને દયાળુ સત્યવાદી રાજા તરીકે જેણે પોતાનું જીવન વ્યતિત કર્યું છે. તેવા રાજાએ પોતાની પવિત્ર નિર્દોષ રાણીનો ત્યાગ કદાપિ કરવો ન જ જોઇએ. છતાં આ બધું બન્યું તેનું કારણ પોતાના ભાગ્યનોજ વાંક છે. એમ બતાવી તે સદ્‌ગુણી દમયંતી પોતે મહાન ધીરજને ધારણ કરે છે. અને મારા સમાગમની ઇચ્છાથી જ પોતાના પ્રયત્નો ચાલુ રાખી આ યોજના તેણે બુદ્ધિ-પુર્વક ઘડીને જ આ માણસને મોકલ્યો છે. તે પોતાનામાં વિશ્વાસ રાખી શ્રદ્ધાપુર્વક મને શોધવાના પ્રયાસ કરે છે.

તેનો મારામાં પાકો વિશ્વાસ છે. તેનું શુદ્ધ હૃદય કબુલ કરે છે, કે આ રાજા આવું નિર્દય કામ કદી કરેજ નહિ છતાં આ કામ મારાથી થયું તે મેં પરવશ બની નિરૂપાયે મારી મરજી વિરૂદ્ધ બળાત્કારે કોઈ પણ અન્ય વ્યક્તિના પ્રભાવથીજ કર્યું છે. મારામાં રહેલી દયાને તથા સત્યને તિલાંજલી મળી (અર્થાત્ દયાળુ છતાં નિર્દય બનાવ્યો સત્યવાદી છતાં સ્નેહમાં પ્રપંચી) ઠરાવ્યો. દેવી સમાન દમયંતી ગુણ દોષને પારખી શકે છે. તે બુદ્ધિશાળી છે. નિર્દોષ છે સતી છે. સદાચરણી પતિવ્રતા છે તે મને મારા ધર્મનું ભાન કરાવે છે. અને સજ્જન પુરૂષે પોતાની પત્ની પ્રત્યે કેવી રીતે વર્તવું જોઈએ તેનો ખ્યાલ આ શમસ્યામાં આપે છે. વફાદાર પવિત્ર નિર્દોષ પત્નીનું પતિએ ભરણ પોષણ કરવુંજ જોઈએ. પતિની આ ફરજ છે. ક્ષમાવાન દમયંતી મારા દોષોને ભુલી જઈ મને દયાળું બનવાનું કહે છે. પતિએ હમેશાં પોતાની પત્ની તરફ દયાની નજરે જ જોવું જોઇએ પતિ પાસેથી દયા અને અનુગ્રહની આશા દરેક પત્નીએ રાખવીજ જોઇએ. પતિએ વફાદાર પત્નીને હમેશાં સુખ શાંતિ આપવીજ જોઇએ. આ પ્રમાણે પત્ની પ્રત્યેની ફરજ યાને ધર્મનો ઉલ્લેખ આ ગાથામાં કરેલો છે. તે ખરેખર સત્યજ છે. **સદાચરણી પવિત્ર સ્ત્રીઓજ ધર્મમાંથી ભુલા પડેલા અને કર્તવ્યથી ભ્રષ્ટ થએલા પતિને સન્માર્ગે વાળવામાં ખરેખર માર્ગદર્શક ભોમિયા છે.** શાંતિથી ધીરજથી અને સહન શક્તિથી તેમજ પવિત્ર આચારથીજ સ્ત્રીઓ ઉત્તમ અને પવિત્ર બની સંસારને સ્વર્ગ સમાન બનાવી શકે છે. ખરેખર

દમયંતી દેવીજ છે મનુષ્યમાં દેવસમાન ગુણો ધારણ કરનારી દેવીને મારે યોગ્ય ખુલાસો આપવોજ જોઇએ એમ વિચારી તે બાહુક (છુપા વેશમાં નળરાજા) આ પ્રમાણે પર્ણાદને કુશળ સમાચાર પુછી જુવાબ આપે છે.

## Stanza 21.

वैषम्यमपि संप्राप्ता गोपायंति कुलस्त्रियः ।
आत्मानमात्मना सत्यो जितःस्वर्गो न संशयः ॥८॥
रहिता भर्तृभिश्चैव न कुप्यन्ति कदाचन।
प्राणांश्चारित्रकवचान्धारयन्ति वरस्त्रियः ॥९॥
विषमस्थेन मूढेन परिभ्रष्ट सुखेन च ।
यत्सातेनपरित्यक्ता तत्रनक्रोद्धुमर्हति ॥१०॥
प्राणयात्रां परिप्रेप्सोः शकुनैर्हृतवाससः ।
आधिभिर्दह्यमानस्य श्यामानक्रोद्धुमर्हति ॥११॥
सत्कृताऽसत्कृतावापि पतिं दृष्ट्वातथागतम् ।
भ्रष्टराज्यंश्रियाहीनं क्षुधितं व्यसनाप्लुतम् ॥१२॥

ઉત્તમ પ્રતિવ્રતા સ્ત્રીઓજ દુઃખમાં પણ સ્વાશ્રયી. સ્વંતંત્ર (પરાધીન પરવશ નહી બનતાં) પોતાનાજ સદાચારથીજ પોતાનું પવિત્ર જીવન પસાર કરવામાં સમર્થ બને છે તેઓજ પોતાનાજ ( પારકાના ઉપર આધાર નહિ રાખતા ) તેજથી અને પરાક્રમથી સ્વર્ગ મેળવવાને શક્તિમાન થાય છે (અર્થાત્ દુઃખમાં અડગ રહેવાની તાકાત ધરાવતી સ્ત્રીઓજ પોતાના શીયળનું રક્ષણ કરીને

સ્વાવલંબી સ્વતંત્ર (ધર્મ અને વિવેકથી) પવિત્ર ધાર્મિક જીવન પસાર કરવા શકિત ધરાવીને ઉત્તમ પતિવ્રતા બને છે.) તેવીજ સતી સન્નારીઓજ પોતાના પ્રાણની સદાચરણ રૂપી બખ્તરથી રક્ષા કરે છે અને પતિથી એકલી પડયા છતાં પણ તેવી સ્ત્રીઓ કદી ક્રોધને વશ થતી નથી (અર્થાત્ વિવેક બુદ્ધિથી ક્ષમા રાખી શાંતિને ધારણ કરે છે. અને દુઃખથી થતા શોક અને ક્રોધને સંયમ અને શાંતિથી પોતેજ સહન કરે છે પણ સામા ઉપર સામો દોષિત હોવા છતાં પણ કોપ કરતી નથી.). દુઃખને પ્રાપ્ત થએલો અને શોકથી મોહિત થએલો સર્વ સુખથી ભ્રષ્ટ થએલો જે સર્વ પ્રકારે દુઃખી હતો તે પતિ સુખ આપી શકેજ નહિ એવી સ્થિતિ ભોગવનાર પતિ જેની બુદ્ધિ પણ દુઃખને લીધે ભ્રમિત થઈ હતી તે તેવી સ્થિતિને લીધેજ મનની અસ્વસ્થતામાં પત્નીનો ત્યાગ કરે તેથી પવિત્ર સતીએ તેના ઉપર ક્રોધ કરવો જોઈએ નહિ. જીવનને ટકાવી રાખવા માટે ક્ષુધાની શાંતિનો પ્રયાસ કર્યો ત્યારે પક્ષીઓ વસ્ત્ર પણ લઈ ગયા એવા દુઃખમાં વધારે દુઃખ પડવાથી જે માણસ અનેક ચિંતાઓથી વ્યગ્ર બની ગયો એવી તે મનુષ્યની દશા હતી તેવા પતિને રાજ્ય વગરનો વૈભવ અને લક્ષ્મી વગરનો ક્ષુધાથી પીડીત જોઈને તેના દુઃખનો ખ્યાલ કરી તેવા પતિ તરફથી માન શું અને અપમાન શું એ મનમાં નહી લાવતાં પવિત્ર સ્ત્રીએ તેવા પતિ ઉપર રહેમ નજર રાખવી જોઈએ. (અર્થાત્ દુઃખમાં આવી પડતાં વિવેકથી ભ્રષ્ટ થયેલા તથા મોહને લીધે યોગ્ય અને અયો-

યનો વિવેક કરવાને અશક્ત બનેલા પતિ ઉપર સન્નારી કદાપિ ગુસ્સે થતી નથી).

પર્ણાદ નામના બ્રાહ્મણે દમયંતીને કહ્યું કે અયોધ્યામાં રૂતુપર્ણની અશ્વશાળામાંથી બાહુક નામના સારથિએ આ જુવાપ આપ્યો છે તે રાજાનો સારથિ છે અને તે અશ્વવિદ્યામાં કુશલ છે રસોઈમાં પણ પ્રવીણ છે પણ રૂપમાં તે બિલકુલ કાંતિ વગરનો છે અને તેના હાથ ટુંકા છે આ પ્રમાણે તે માણસની સવિસ્તર હકીકત મેં તમને કહી. હવે તમે રાજાને મારા કરેલા કામની ખબર આપો (રાજા પાસે હું મહેનતનો બદલો માગવા જતો નથી તેનું કારણ હું નળરાજાને શોધીને અહિંઆ લાવ્યો નથી તેમજ જે સમાચાર હું લાવ્યો તેથી તેની શોધ પુરેપુરી થઇ ના ગણાય.) માટે તમારી મારફતજ રાજા પાસેથી મને મારી મહેનત મળે એમ હું ઇચ્છું છું દમયંતીએ પર્ણાદના આ વચનો (નળનો જુવાપ) સાંભળી એકદમ અંતઃપુરમાં ગઇ. આંખમાં આંસુ લાવી માતાને કહેવા લાગી કે તારી સમક્ષ તારી રજા લઇ સુદેવને હું અયોધ્યા મોકલું છું પણ આ વાત મારા પિતા કોઈ પણ પ્રકારે જાણે નહિ. અર્થાત્ હે માતા સુદેવને અયોધ્યા મોકલું છું એ વાત બીલકુલ ગુપ્ત રાખવાની છે માટે મારા ભલાની ખાતર આ વાત મારા પિતાથી છાની રાખજો અહિંથી સુદેવને અયોધ્યા નળને તેડવા માટે જલદીથી જવાદો અને જેવી રીતે તે મને શોધીને લાવ્યો છે તેવીજ રીતે નળરાજાને લાવવા માટે તેને જવાદો. આ પ્રમાણે માતાને કહી પછી પર્ણાદ બ્રાહ્મણને ઘણુંજ દ્રવ્ય

આપ્યું અને નળરાજાના આવ્યા પછી બીજું ઘણુંજ વધારે દ્રવ્ય આપીશ તેં મારૂં ઘણુંજ કામ કર્યું છે અને આવી સેવા બીજા કોઇએ કરી નથી એવી સેવા તેં બજાવી છે અને તેથીજ મારા પતિને મેળવવાના પ્રયત્નમાં હું સફ-ળતા મેળવીશ. પર્ણાદે પણ દમયંતીને આર્શીવાદ આપ્યા અને મનમાં પ્રસન્ન થઈ પોતાને ઘેર ગયો. પછીથી દમ-યંતીએ પોતાની માતા સમક્ષ સુદેવને બોલાવી કહ્યુ કે એકદમ ઉતાવળથી પવનવેગીની માફક અયોધ્યા નગરીમાં જાઓ. અને રૂતુપર્ણ રાજાને કહેવું કે દમયંતી બીજો સ્વયંવર કરે છે બધા રાજાઓ ત્યાં એકઠા થાય છે અને તે આવતી કાલેજ થવાનો છે. જો તમારાથી બને તેમ હોય તો હે રાજા તમે ત્યાં વિના વિલંબે જલદીથી જાઓ. આવતી કાલે સૂર્યોદય થતાં તે બીજા પતિનીપસંદગી કરશે. કાર-ણુ કે નળરાજા પૃથ્વી ઉપર હયાત છે કે નહિ તેની તેને ખબર નથી.

દમયંતીનો આ સંદેશો સુદેવે અયોધ્યામાં જઈ રૂતુપર્ણને તેજ પ્રમાણે ( દમયંતીના કહેવા મુજબ ) કહી સંભળાવ્યો. સુદેવે કહેલા સમાચાર સાંભળી અયોધ્યા-પતિએ તરત જ બાહુકને બોલાવ્યો અને કહ્યું કે એકજ દિવસમાં વિદર્ભ દેશમાં જવાનું છે માટે તમારી અશ્વવિ-દ્યાથી સહાયતાથીજ ત્યાં જવાય તેમ છે ત્યાં દમયંતીનો સ્વયંવર છે તેથી મારે ત્યાં જવાની ઇચ્છા છે પણ દિવસ એકજ છે માટે તમારી મદદ હોય તોજ તમે મને એક દિવસમાં તમારી વિદ્યાના પ્રભાવથી પોહોચાડી શકો તેમ છો માટે અશ્વવિદ્યામાં કુશળ એવા બાહુક મને તમારી

મદદની જરૂર છે આ કામમાં તમે મારી સાથે રહો અને આપણે વિદર્ભ દેશમાં જઈએ.

રાજાનું વચન સાંભળી નળરાજા મનમાં શોકાતુર થયો. દમયંતી ફરી સ્વયંવર કરે છે એ સાંભળતાંજ રાજા મનમાં વિચાર કરવા લાગ્યો કે આ પગલું શા કારણથી દમયંતીએ ભર્યું ? શોકને લીધે અને દુઃખથી પીડાઈને તેણે આ કામ કર્યું હશે ? કે મેં પેલા માણસને જુવાપ આપ્યો તેથી દમયંતીને ખબર પડી ગઈ કે નળરાજા રૂતુપર્ણને ત્યાંજ છે. તેથી મનેજ બોલાવવા માટે આ યુક્તિ છે. ભલે આ ઉપાય તેણે અજમાવ્યો છે. છતાં તે ગંભીર છે. મેં પણ ગંભીર દોષ કર્યો છે. કારણ કે મારામાં વિશ્વાસ રાખીને સુતેલી, સાચા શુદ્ધ સ્નેહવાળી પ્રાણથી પણ પતિને અધિક માનનારી સુખ અને દુઃખમાં સમાન રીતે ભાગ લેનારી મનોહર સ્વરૂપ વાળી (જેના રૂપની પૃથ્વીમાં જોડી નથી.) પવિત્ર પત્નીનો કાંઈ પણ અપરાધ વગર મેં ત્યાગ કર્યો છે. ત્યાગ કરતી વખતે દયાહીન બન્યો છું સ્નેહ રહિત થયો. દેવો સમક્ષ કરેલી પ્રતિજ્ઞાનો પણ ત્યાગ થયો. વિવેક બુદ્ધિ હોવા છતાં તેનો ઉપયોગ થયો નહિ. દયા હોવા છતાં દયા કામમાં આવી નહિ સ્નેહ છતાં સ્નેહનું પણ કાંઇ ચાલ્યું નહિ. અર્થાત્ મારા પ્રયત્નો નિષ્ફળ થયા હું પરવશ બન્યો. જ્ઞાની છતાં અજ્ઞાની દયાળુ છતાં નિર્દય, ધર્મને જાણવા છતાં મારાથી મારી ફરજ અદા કરવામાં હું પાછળ પડયો કોઈપણ કારણ યાને વ્યક્તિના પ્રભાવને લીધે મારા સર્વ પાસા અને પ્રયત્નો નિષ્ફળ નિવડયાં દેવના પ્રભાવ આગળ

મનુષ્ય લાચાર બને છે. આક્ષેપને પાત્ર થાય છે. તેનો ખરેખરો વિવેક તો સમજુ વિદ્વાનોજ કરી શકે છે. સામાન્ય મનુષ્યો સમજી શકતાં નથી. અને તેથીજ તેઓ આક્ષેપ કરે છે. દમયંતી જેવી વિવેકી બુદ્ધિશાળી પવિત્ર સ્ત્રી મારી ભુલ થઈ છતાં કોઈ પણ સબળ કારણને લીધેજ થઈ છે એમ એની દૃઢ માન્યતા છે. સ્ત્રીઓનો સ્વભાવ ચંચળ હોય છે. પણ દમયંતી માટે હું એવું માની શકતો નથી. એ સામાન્ય સ્ત્રી નથી. ઉચ્ચ કોટીની બુદ્ધિશાળી વિવેકી છે. આ સતી પતિવ્રતા દુઃખમાં પણ અડગ નિશ્ચય વાળી છે. દુઃખથી બીલકુલ ગભરાય તેમ છે જ નહિ. ધીરજ તેનામાં છે. સહનશીલતા વાળી આપત્તિમાં સજ્જન પુરૂષના માર્ગે અનુસરનારી આ પતિવ્રતા સ્ત્રીએ આ યુક્તિ અજમાવી છે તેથી મારી બુદ્ધિ પણ ઝોલા ખાય છે. બે સંતાનોની માતા છે છતાં સ્વયંવર કરે છે એવા સમાચાર રૂતુપર્ણને કહેવડાવે છે. તો તેમાં મારે ખરૂ શું સમજવું ? આનું રહસ્ય ત્યાં જવાથી જ ખબર પડશે માટે ત્યાં જવુંજ અને સત્ય હકીકત જાણવી એમ વિચાર કરી બાહુકે રૂતુપર્ણ રાજાને કહ્યું કે આપણે વિદર્ભ જઇશું, અને હું તમને મારી વિદ્યાના પ્રતાપથી વખતસર એકજ દિવસમાં લઈ જઇશ એમ કહી પોતે અશ્વશાળામાં ગયો; અને મુસાફરી કરી શકે એવા કુશળ ઘોડા પારખી રથમાં જોડયા. રૂતુપર્ણ રાજાએ તે ઘોડાને દુબળા જોઈ નળને કહ્યું કે આ ઘોડા શીરીતે વિદર્ભ પહોચાડશે ? ત્યારે નળ રાજાએ કહ્યું કે આ ઘોડાઓજ સારા અને ઉત્તમ લક્ષણોવાળા છે. તેજ

એક દિવસમાં તમને વિદર્ભ પોહોચાડી શકશે છતાં તમને શંકા હોયતો તમે જે ઘોડાઓ બતાડો તે ઘોડાઓને હું રથમાં જોડું. નળનો જુવાપ સાંભળી રૂતુપર્ણ રાજાએ શાંતિથી કહ્યું કે અશ્વવિદ્યામાં તમે નિપુણ છો. માટે તમારી ધ્યાનમાં આવે તે પ્રમાણે કરો. તેથી નળે રથમાં પોતે પસંદ કરેલા સારા ઘોડાઓને જોડયા. અને રૂતુપર્ણરાજા બેસે છે કે તરતજ ઘોડાઓ બેસી ગયા. પછી નળે તે ઘોડાઓને લગામ વડે ઉભા કર્યા. પછી સારથિ વાર્ષ્ણેયને રથમાં બેસવાનું કહી તે ઘોડાઓને પવનવેગી ઝડપથી નળરાજાએ દોડાવ્યા બાહુકે વિધિવત્ તે ઘોડાઓને હાંકયા, અને તે ઘોડા આકાશમાં ઉડતા હોય એ પ્રમાણે ગતિ કરવા લાગ્યા. ઘોડાઓની પવનવેગી ગતિ જોઈ બાહુકની અશ્વવિદ્યાની પ્રવીણતાથી રૂતુપર્ણરાજા વિસ્મય પામ્યો બીજો સારથિ જે સાથે હતો તે પણ રથનો અવાજ તથા ઘોડાને હાંકવાની રીત તથા અશ્વોની પરિક્ષા જોઈ, બાહુક વિષે વિચાર કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે આ બાહુકના રૂપમાં ઇંદ્રરાજાનો સારથિ માતલિ તો નહિ હોય ? કદાચ તે નળરાજા પોતે પણ હોય કારણ કે નળરાજા અને બાહુક, ઉમ્મરમાં સમાન છે. ફકત રૂપમાં ફેર છે; બાકી બીજી બધી વાતે નળના જેવીજ હુંશિયારી છે; માટે હું તો માનું છું કે આ નળરાજાજ હોવા જોઇએ. મહાન પુરૂષો છુપા વેશમાં પૃથ્વી ઉપર ફરે છે. દુઃખને લીધે તેઓ છુપા વેશમાં રૂપ બદલીને ફરે છે. એમ અનેક પ્રકારે વિચારમાં તે સારથિ લીન થતાં બાહુકની વિદ્યા જોઇને આનંદ પામ્યો.

નદી સરોવરો અને પર્વતોના ગહન માર્ગ કાપતો રથ પુરવેગમાં જાય છે; અને રસ્તામાં રૂતુપર્ણ રાજાનું વસ્ત્ર પડી જાય છે. નળને ઘોડા રોકવાનું કહે છે કે જેથી આ બીજો સારથિ વસ્ત્ર પાછું લઇ આવે; પણ નળરાજા કહે છે કે વસ્ત્રને અને રથને એક યોજનનું અંતર પડી ગયું છે. ઘોડાઓ એક યોજન દૂર આવી ગયા. માટે પાછું મેળવી શકાય તેમ નથી. પછી રસ્તામાં એક મોટું વૃક્ષ આવ્યું. તે જોઇને રૂતુપર્ણ રાજાએ બાહુકને કહ્યું કે મારી પણ ગણિત શાસ્ત્રની પ્રવીણતા જો. કોઈ પણ સર્વજ્ઞ નથી. બધા બધી વસ્તુઓને જાણતા નથી. આ ઝાડની બેશાખાઓના પાંદડાની સંખ્યા પાંચ કરોડની છે. અને બેહજાર પંચાણું ફળની સંખ્યા છે. આ પ્રમાણે કહ્યું કે નળરાજાએ તે ડાળીઓ કાપી અને ગણી જોઈ ખાત્રી કરી; અને રૂતુપર્ણ રાજાને કહ્યું કે આ તમારી વિદ્યા અદ્ભુત છે. આ કળા જાણવાની મારી ઇચ્છા છે તે સાંભળી રાજાએ કહ્યું કે આ વિદ્યા ઉપરાંત અક્ષ વિદ્યા પણ હું જાણું છું. રૂતુપર્ણે અક્ષવિદ્યા નળને આપી. અક્ષવિદ્યાનું રહસ્ય જાણવામાં આવતાંજ કલિ નળના શરીરમાંથી ઝેરની ઉલટીઓ કરતો બહાર નીકળ્યો. બહાર નીકળતાંની સાથે તે કલિ દમયંતિના તથા કર્કોટકના શ્રાપમાંથી મુક્ત થયો અને સ્વસ્વરૂપ પ્રાપ્ત કર્યું. કલિએ ખરેખર ઘણા વખત સુધી નળ રાજાને મોહિત અને ભ્રમિત જેવો બનાવી સઘળા અનુચિત કાર્ય પોતાના પ્રભાવથી કરાવ્યા. આવા દુષ્ટ કલિને જોતાંજ નળ રાજાએ તેને શ્રાપ આપવાનો વિચાર કર્યો. રાજાને કોપિત થએલો જોઇને કલિ થરથરવા લાગ્યો અને

શ્રાપની બીકને લીધે બે હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો કે હે રાજા! તમે તમારા કોપને શાંત કરો. હું તમને પરમ કીર્તિ આપીશ દમયંતીએ તમે જ્યારે ત્યાગ કર્યો ત્યારે શ્રાપ આપ્યો છે ત્યારથી હું દુઃખ પામું છું. હે અપરાજિત રાજા તમારો વિજય થયો છે. હુંજ હાર્યો છું. તમારામાં હું ઘણા દુઃખથી રહ્યો છું. અને કર્કોટક નાગના ઝેરથી તો હું રાત દિવસ બળી જઉં છું. હે! રાજા. હું તમારે શરણે આવ્યો છું. માટે શરણાગતની રક્ષા જરૂર તમારા જેવા સત્યવાદી રાજાએ કરવીજ જોઇએ. મેં તો ઘણુંજ દુઃખ આપ્યું છે. ન કરવાના કામો મેં તમારી પાસે તમારી ઇચ્છા નહી હોવા છતાં મારા પ્રભાવથી કરાવ્યા છે છતાં તમારે મારા દોષ સામું ન જોવું જોઇએ. ઉદાર આત્માવાળા હે રાજા તમારે મારૂ રક્ષણ કરવું જ જોઈએ, એમાં તમારી કીર્તિનો વધારો થશે. કારણ કે અપકાર ઉપર ઉપકાર કરનાર મનુષ્યો આ પૃથ્વી ઉપર વિરલજ હોય છે. વીરપુરૂષનું ખરૂં ભૂષણ ક્ષમા છે. જો તમે મને શ્રાપ નહિ આપો તો જે લોકો તમારો ઇતિહાસ સાંભળશે અને તમારૂ આખ્યાન કહેશે, ત્યાં હું જઇશ નહિ. અર્થાત્ હું તે લોકોને હેરાન કરીશ નહિ. આ પ્રમાણે કલિએ કહ્યું એટલે તરતજ તે રાજાએ પોતાના ક્રોધને શાંત પાડી પછી રથમાં બેસી ગયા. કલિના ગયા પછી નળરાજા પ્રથમની માફક સર્વ ગુણ સંપન્ન થયા. ફક્ત સ્વરૂપમાંજ ફેર રહ્યો

બૃહદશ્વ રૂષિ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા—ઉદાર સત્યવાદી નળરાજાએ કલિના અપરાધોની માફી આપી

અને કલિ નળરાજાના શરીરમાંથી નીકળી રાજાની પ્રસંસા કરતો ચાલ્યો ગયો. નળરાજાએ અપકાર કરનાર કલિ ઉપર ઉપકાર કરી ક્ષમા દર્શાવી શરણે આવેલા દુશ્મનને પોતાની ઉદારતાનો પરિચય કરાવ્યો.Good for Evil. **દુષ્ટ દુષ્ટતાને મુકતો નથી તેવીજ રીતે સજ્જનો પોતાની ભલાઇ પણ મુકતા નથી.** સજ્જનોની પ્રકૃતિ આ પ્રમાણેજ છે ફલની પ્રાપ્તિ થતાં, ઝાડો નીચા નમી જાય છે. વાદળામાં નવું પાણી આવતા નમી જઇને પૃથ્વી ઉપર વર્ષે છે. સત્પુરૂષોની પાસે સમૃદ્ધિ આવતા તેઓ અધિક વિનયી બને છે. પરોપકારની વૃત્તિવાળા સત્પુરૂષોનો આ સ્વભાવજ છે તેજ પ્રમાણે કલિના કૃત્ય સામું નહિં જોતાં સત્પુરૂષના માર્ગનું અનુસરણ કરવાની જેની સ્વભાવથીજ મનોવૃત્તિ છે એવા નળરાજાએ દુશ્મનને પણ ક્ષમા બક્ષી. વેરનો બદલો વેરથી નહિ વાળતા પ્રેમથી અને ઉદારતાથી દુશ્મનને વશ કર્યો. અક્રોધથી સજ્જન પુરૂષો ક્રોધને જીતે છે. ક્રોધને વશ કરવાનું ખરૂ શસ્ત્ર અ ક્રોધજ છે. સંસારના સુખ અને દુઃખ ઉપર વિજય મેળવવાનું ખરૂં શસ્ત્ર અસંગ એટલે વૈરાગ્ય છે. નળરાજાએ કલિ ઉપર શાશ્વત્ જય મેળવ્યો; અને અમરકીર્તિ પ્રાપ્ત કરી. નળરાજા રૂતુપર્ણના રથમાં બેસી સંધ્યા સમયે કુંડિન પુરમાં આવી પહોંચ્યા. નગરના રહેવાસીઓએ વિદર્ભરાજને ખબર આપી અને તે રાજાની સહાનુભુતિથી રૂતુપર્ણ રાજા નગરમાં આવ્યા. તેમના રથનો અવાજ સાંભળી નળરાજાના ઘોડાઓ આનંદમાં આવી ગયા. અને ખુશી થઇ સામા પ્રતિધ્વનિ કરવા લાગ્યા. વર્ષારૂતુના મેઘની

ગર્જનાની માફક રથની ગર્જના સાંભળી દમયંતી પણ હર્ષ પામી. તેમજ રાજમહેલની અગાશીમાં રહેતા મયૂરો તથા ગજશાળામાં રહેતા હાથીઓ ગર્જના માફક રથનો અવાજ સાંભળી ઘણા આનંદમાં આવી ગયા. આ રથને લાવનાર નળરાજાજ છે એમ રથના અવાજથીજ દમયંતીએ અનુમાન કર્યું. આવો અવાજ પહેલા નળરાજાના વખતમાં સાંભળ્યો હતો. આ મેઘ જેવી ઘોડાઓની ગર્જના નળરાજાના આગમનની સાક્ષી પુરે છે.

## Stanza 22.

यथाऽसौ रथनिर्घोषः पूरयन्निव मेदिनीम् ।
ममाह्लादयतेचेतो नलएष महीपतिः ॥ ८ ॥
अद्यचंद्राभवक्त्रं तं न पश्यामि नलंयदि ।
असंख्येयं गुणंवीरं विनंक्ष्यामिनशंशयः ॥ ९ ॥
यदि वैतस्य वीरस्य बाह्वोर्नाद्याहमन्तरम् ।
प्राविशामिसुखस्पर्शे न भविष्याम्यशंशयम् ॥ १० ॥
यदि मां मेघनिर्घोषो नोपगच्छति नैषधः ।
अद्य चामीकरप्रख्यं प्रवेक्ष्यामि हुताशनम् ॥ ११ ॥
यदिमां सिंहविक्रांतो मत्तवारणविक्रमः ।
नाभिगच्छति राजेन्द्रो विनंक्ष्यामि न संशयः ॥ १२ ॥
नस्मराम्यनृतं किंचिन्न स्मराम्यपकरिताम् ।
नचपर्युषितं वाक्यं स्वैरेष्वपि कदाचन ॥ १३ ॥
प्रभुः क्षमावान्वीरश्च दाताचाप्यधिकोनृपैः ।
रहोऽनीचानुवर्ती च क्लीबवन्ममनैषधः ॥ १४ ॥

**गुणास्तस्य स्मरन्त्या मेतत्परायाा दिवानिशम् ।**
**हृदयं दीर्यंत इदं शोकात्प्रियविनाकृतम् ॥ १५ ॥**
**एवं विलापमाना सा नष्टसंज्ञेव भारत ।**
**आरुरोह महद्वेश्म पुण्यश्लोक दिदृक्षया ॥ १६ ॥**

દમયંતી કહે છે—રથનો અવાજ પૃથ્વીને ગજાવી મુકે છે અને તે અવાજથી મારૂ મન પ્રસન્ન થાય છે. તેથી રથને હાંકનાર આ નળરાજા છે એમ હું માનું છું. ચંદ્ર-સમાન કાંતિવાળા નળ રાજાના જો આજે મને દર્શન નહિ થાય તો એ સદ્‌ગુણી રાજાના વિરહને લીધે હું જરૂર પ્રાણનો ત્યાગ કરીશ. જો તે વીર અને પરાક્રમી રાજાના સ્પર્શના સુખનો અનુભવ આજે પ્રાપ્ત ન થાય તો જરૂર હું મારા દેહનો ત્યાગ કરીશ ( આજે મને મારા પ્રાણપતિ નળરાજાનો સમાગમ થવાનોજ છે એ મારૂ અનુ-માન સત્યજ છે. ) મેઘ સમાન ગર્જના કરનાર નળરાજા જો આજે અહિં નહિં આવે તો હું પ્રજ્વલિત સુવર્ણસ-માન કાંતિવાળા અગ્નિ દેવના શરણમાં જઇશ અર્થાત્ અગ્નિમાં પ્રવેશ કરી મારા દેહનો ત્યાગ કરીશ. સીંહ સમાન પરાક્રમી, મદોન્મત્ત હાથીઓને પોતાના પરાક્રમથી જીતનાર, મારા સ્વામી નળરાજા વગર, હું જીવવાની આશા રાખતી નથી; માટે જો તે આજે મને નહિં મળે તો જરૂર હું મારા પ્રાણને છોડી દઇશ. તે રાજામાં અસત્યનો અંશ પણ નથી. તેમ કોઈનું બુરૂં તે રાજાએ કર્યું નથી. મશ્કરી માં પણ તે રાજા જુઠું બોલ્યા નથી. હે મારા સ્વામી નળરાજા ! તમે સમર્થ છો શુરવીર તેમજ ક્ષમા શીલ

છો બીજા રાજાઓ કરતાં તમારામાં ઉદારતા તેમજ બીજા ગુણો વિશેષ પ્રમાણમાં છે અને તેથીજ બીજા રાજાઓ કરતાં તમે શ્રેષ્ઠ છો. ( તમારા સદ્ગુણોથીજ તમે અધિકતા મેળવી છે. ) મારો સ્વામી એકજ પત્નીવ્રત પાળે છે. મારી સાથેની કરેલી પ્રતીજ્ઞા પ્રમાણેજ તે મને એકલીનેજ પ્રિય પત્ની સમજે છે. બાકીની સ્ત્રીઓ તરફ નપુંસક પુરૂષની માફક આ રાજાનું પવિત્ર વર્તન છે. તેમનામાં રહેલા સર્વ સદ્ગુણો મને યાદ આવે છે. અને તેમનામાંજ મારી પ્રીતિ હોવાથી રાત અને દિવસ તેમના વિયોગથી શોકાતુર થઈને તેમના દર્શન વગર દુઃખથી મારૂ હૃદય ચીરાઇ જાય છે. નળરાજાના વિયોગથી વિલાપ કરતી દમયંતી, રાજાના દર્શનથી ઇચ્છાથી રાજમહેલની અગાશીમાં આવી. રૂતુપર્ણ રાજાને રથમાં બેઠેલા તથા તેમની સાથે બે સારથિને જોયા. સઘળા રથમાંથી નીચે ઉતર્યા. ઘોડાઓને છોડી નાંખ્યા. રથને પણ એક જગ્યાએ ગોઠવી દીધો રૂતુપર્ણ રાજા રથ માંથી ઉતરીને વિદર્ભરાજાને મલ્યા. તે રાજાએ રૂતુપર્ણનું સારી રીતે સન્માન કર્યું. સન્માન પામેલા રૂતુપર્ણ રાજાએ નગરમાં આસપાસ નજર ફેરવી અને બારીકાઈથી વારંવાર અવલોકન કરવા છતાં સ્વયંવરની એક પણ નિશાની જોવામાં આવી નહિ દમયંતીના પિતાએ રૂતુપર્ણને આવકાર આપીને પુછયું કે એકાએક આપનું અત્રે આવવું કેમ થયું ? (અર્થાત્ તમારા જેવા રાજા મારા મહેમાન તરીકે પણ કારણ શિવાય આવેજ નહિ. ) પોતાની દીકરી દમયંતી માટેજ આવ્યા છે. એવું દમયંતીના પિતા જાણતા નથી. રૂતુપર્ણ રાજા પણ સુજ્ઞ હોવાથી આ સર્વ વાત

સમજી ગયો; કારણ કે એક પણ રાજા અગર તો રાજ-
પુત્ર, તેમના જોવામાં આવ્યો નહિ. તેમ સ્વયંવર સંબંધી
એક પણ વાત તેમના સાંભળવામાં આવી નહિ. તેથી
થોડો વખત વિચાર કરી જુવાપ આપ્યો કે તમને મળ-
વાની ઇચ્છાથી હું અત્રે આવ્યો છું. રાજાએ પણ વધારે
પુછપરછ ન કરતાં ભલે પધાર્યા થાકયા હશો માટે આરામ
કરો એમ કહી તેનું સન્માન કર્યું. અને પોતાના મહેમાન
તરીકે રાજમહેલમાં તેમને ઉતારો આપ્યો.

ૠતુપર્ણને યોગ્ય ઉતારો મલ્યા પછી દમયંતી આ
બે સારથિ ને જોઇને સ્વગત્ કહે છે કે. મેઘ સમાન જે
અવાજ મેં સાંભળ્યો. તે રથ કોનો ? જરૂર તે નળ રાજા-
નાજ રથનો અવાજ હતો છતાં નળ રાજાને અહિં હું
દેખતી નથી. ખરેખર નળના સારથિને આ અશ્વ વિદ્યા
શિખવવામાં આવી હોય અને તેથીજ આવો અવાજ
થયો હોય અથવા ૠતુપર્ણ પોતે અશ્વ વિદ્યામાં નળ
સમાન હોઇ કદાચ નળના રથના જેવોજ અવાજ સંભ-
ળાયો હોય એમ વિચાર કરતી દમયંતીએ તરતજ ચતુર
દાસીને ખબર કાઢવા મોકલી–દમયંતી પોતાની કેશિની
નામની દાસીને કહે છે.—

## Stanza 23.

गच्छकेशिनि जानीहि कएष रथवाहकः ।
उपविष्टो रथो पस्थे विकृतो ह्रस्वबाहुकः ॥ १ ॥
अभ्येत्यकुशलं भद्रे मृदुपूर्वं समाहिता ।
पृच्छेथाः पुरुषं ह्येनं यथा तत्त्वमनिन्दिते ॥ २ ॥

अत्रमेमहती शंका भवेदेष नलोनृपः ।
यथा चमनस स्तुष्टि हृदयस्य च निर्वृतिः ॥ ३ ॥
ब्रूयाश्चैनं कथान्ते त्वं पर्णादवचनं यथा ।
प्रतिवाक्यं च सुश्रोणि बुद्धयेथा स्त्वमनिन्दिते ॥ ४ ॥

ततःसमाहिता गत्वा दूती बाहुकमब्रवीत् ।
दमयन्त्यपि कल्याणी प्रासादस्था ह्युपैक्षत ॥ ५ ॥

દમયંતી કહે છે—હે કેશિની તું અહિંથી જા અને રથની પાસે બેઠેલો માણુસ જે રૂપમાં કાંતિ વગરનો બેડોળ દેખાય છે, તથા જેના હાથ ટુંકા છે. તે માણુસ કોણુ છે તેની તપાસ કરી મને કહે. તેની પાસે જઈને સંભાળીને ધ્યાન પુર્વક વિનય ભરી વાણીથી તે માણુસની સઘળી હકીકત પુછી લઈને મને જણુાવ. કારણુકે આ માણુસજ નળ રાજા છે. એવી મહાન્ શંકા છે. મારી શંકા ખરીજ પડશે એમ માનવાને પણુ કારણુ છે. મારૂ મન આજે પ્રસન્ન થાય છે. અને મારા હૃદયમાં પણુ શાંતિ છે. આજ સુધી મારા મનમાં ચિંતા હતી. તે આજે એકાએક દૂર થઈ છે. તેથી મારી શંકા છે કે આ પુરૂષ નળ રાજા જ છે એ વાત સત્ય જ છે એમ મારૂ મન કબુલ કરે છે. વાત ચીત કર્યા પછી પર્ણાદે કહેલા વચનો તે પુરૂષને સંભળાવજે; અને જુવાપ આપે તે પણુ ધ્યાન પુર્વક સાંભળી તે જુવાપ મને કહેવો. આ પ્રમાણે સુચના સાંભળી તે હોંશિયાર દાસી તરત બાહુકની પાસે ગઈ. દમયંતી પણુ તે દાસીની રાહ જોતી રાજમહેલમાં બેઠી.

## Stanza 24.

स्वागतं ते मनुष्येंद्र कुशलंते ब्रवीम्यहम् ।
दमयन्त्या वचः साधु निबोध पुरुषर्षभ ॥ ६ ॥
कदा वै प्रस्थिता यूयं किमर्थमिहचागताः ।
तत्त्वं ब्रूहि यथान्यायं वैदर्भी श्रोतुमिच्छति ॥ ७ ॥

દાસી બાહુકને કહે છે—હે મનુષ્યમાં ઈંદ્ર સમાન રાજા! તમે ભલે પધાર્યા. હું તમને સન્માન આપું છું અને તમારી કુશળતા ઇચ્છું છું. દમયંતીના વચનો કહેવા હું આવી છુ. તે તમો સાંભળો. તમે અહિં આવવાને કયારે નિકળ્યા હતા? અને શા કારણથી અત્રે તમે આવ્યા છો? ખરી બીના તમે જણાવો કારણકે દમયંતીને તે જાણવાની ઈચ્છા છે.

## Stanza 25.

श्रुतः स्वयंवरो राज्ञा कौसलेन महात्मना ।
द्वितीयो दमयन्त्यावै भविताश्व इति द्विजात् ॥ ८ ॥
श्रुत्वैतत्प्रस्थितो राजा शतयोजन यायिभिः ।
हयैर्वातजवै र्मुख्यै रहमस्य च सारथिः ॥ ९ ॥

બાહુક કહે છે—અયોધ્યાપતિ રૂતુપર્ણ રાજાને બ્રાહ્મણદ્વારા સંદેશો મળ્યો છે. કે આવતી કાલેજ દમયંતીનો બીજો સ્વયંવર થવાનો છે. તે સાંભળી શો યોજનની મુસાફરી કરી શકે એવા પવન વેગી ઘોડાઓને જોડીને તે રાજા અહિંઆ આવ્યા છે. હું તેમનો સારથિ છું.

## Stanza 26.

अथ योसौ तृतीयोवः सकुतः कस्य वापुनः ।
त्वं च कस्य कथं चेदं त्वयिकर्म समाहितम् ॥ १० ॥

કેશિની પુછે છે—તમારામાં આ ત્રીજો માણસ છે. તે કોણ છે? કોનો માણસ છે? કયાંથી આવે છે? તમે કોના પુત્ર છો? અને આ કામ તમારે શા કારણથી કરવું પડયું છે?

## Stanza 27.

पुण्यश्लोकस्य वै सूतो वार्ष्णेय इति विश्रुतः ।
सनलेविद्रुतेभद्रे भांगासुरिमुपस्थितः ॥ ११ ॥
अहमप्यश्वकुशलः सूतत्वे च प्रतिष्ठितः ।
ऋतुपर्णेन सारथ्ये भोजने च वृतःस्वयम् ॥ १२ ॥

વાર્ષ્ણેય નામથી જાણીતો પુણ્યશ્લોક નળરાજાનો આ સારથિ છે. નળ રાજાના ગયા પછી તે ૠતુપર્ણ રાજાને ત્યાં નોકરી કરે છે. હું અશ્વવિદ્યામાં નિપુણ છું. તેથી સારથિ તરીકે મારી નિમણુંક કરી છે. અયોધ્યાપતિએ સારથિ તેમજ તેમના રસોઇઆ તરીકે મને પસંદ કર્યો છે.

## Stanza 28.

अथजानाति वार्ष्णेयः क्वनुराजानलोगतः ।
कथं च त्वयि वै तेनकथितं स्यात्तुबाहुक ॥ १३ ॥

કેશિની પુછે છે—હે બાહુક! નળરાજા કયાં ગયો છે. તે વાત નળનો સારથિ જાણે છે? તે વિષે તમને આ સારથિએ કશું કહ્યું છે?

## Stanza 29.

**इहैव पुत्रौ निक्षिप्य नलस्य शुभकर्मणः ।**
**गतस्ततो यथाकामं नैषजानाति नैषधम् ॥ १४ ॥**
**न चान्यः पुरुषः कश्चिन्नलं वेत्ति यशस्विनि ।**
**गूढश्चरति लोकेस्मिन्नष्टरूपो महीपतिः ॥ १५ ॥**
**आत्मैव हि नलंवेद या चास्य तदनन्तरा ।**
**नहिवै स्वानि लिंगानि नलःशंसति कर्हिचित् ॥ १६ ॥**

બાહુક જુવાપ આપે છે—સદ્દગુણી નળ રાજાના બંન્ને બાળકોને અહિંઆ (મોસાળમાં) સોંપીને આ સારથિ તેની ઇચ્છામાં આવે ત્યાં જતો રહ્યો નળરાજા કયાં છે. તેની એને ખબર નથી બીજુ પણ કોઇ નળના વિષે કાંઇ પણ જાણતું નથી. તે રાજા પૃથ્વી ઉપર દુઃખને લીધે છુપાવેશે અને રૂપમાં બેડાળ આકારવાળો થઇને ફરે છે, નળ પોતે જ નળને જાણે છે. અને તેની પત્ની છે. તેજ તેને ઓળખે છે. (બીજું કોઇ જાણતું નથી) નળની આકૃતિ ઓળખાય એવી રહીજ નથી.

બાહુકનો જુવાપ સાંભળી કેશિની એ કહ્યું કે પ્રથમ એક બ્રાહ્મણ અયોધ્યામાં આવ્યો હતો અને તેણે ટેલ નાંખી હતી. તેનો જુવાપ તમેજ આપ્યો હતો. તે જુવાપ સાંભળવાની દમયંતી ઇચ્છા રાખે છે. માટે તમારો જુવાપ ફરીથી મને કહો. તે સાંભળી બાહુકની આંખોમાં આંસુ આવ્યા અને દુઃખથી પીડાતા બાહુકે સંયમ રાખી ફરીથી તેજ શબ્દોથી જુવાપ આપ્યો (**Stanza 21.**) પછી

તે બાહુક દુઃખને લીધે શોકાતુર થઇ ગયો અને અશ્રુના પ્રવાહને રોકી શકયો નહિ. અર્થાત્ બાહુકની આંખમાંથી અશ્રધારા ( શોકને લીધે વિયોગને લીધે ) વહેવા લાગી. દાસી દમયંતી પાસે ગઈ. સર્વ હકીકત વિગતવાર કહી સંભળાવી. તથા બાહુકની શોકાતુર થએલી સ્થિતીનું પણ વર્ણન કહી સંભળાવ્યું. દમયંતી પણ સમાચાર સાંભળી બહુજ શોકાતુર થઈ. આ પુરૂષ નળ છે એમ શંકા ધરાવતી તે દમયંતીએ ફરી દાસીને કહ્યું કે—

## Stanza 30.

गच्छकेशिनि भूयस्त्वं परीक्षां कुरुबाहुके ।
अब्रुवाणा समीपस्था चरितान्यस्य लक्षय ॥ २ ॥
यदाचकिंचित्कुर्यात्सकारणं तत्रभाविनि ।
तत्र संचेष्टमानस्य लक्षयंती विचेष्टितम् ॥ ३ ॥
न चास्य प्रतिबन्धेन देयोग्निरपिकेशिनि ।
याचतेन जलं देयं सर्वथात्वरमाणया ॥ ४ ॥
एतत्सर्वं समीक्ष्य त्वं चरितं मे निवेदय ।
निमित्तं यत्त्वयादृष्टं बाहुके दैवमानुषम् ॥ ५ ॥

દમયંતી કહે છે—કેશિનિ તું જા. બાહુકની ફરી પરીક્ષા કર. તેની પાસે બોલ્યા વગર ઉભી રહેજે. એ જે કંઇ કરે તે સર્વ તારે ધ્યાન પુર્વક બારીકાઇથી જોવું. જ્યારે જ્યારે તે કાંઇપણ ક્રિયા કરે ત્યારે તે કામ કેવી રીતે સિદ્ધ કરે છે. તે ખુબ ધ્યાન પુર્વક જોવું. તેના દરેક કામ ઉપર લક્ષ રાખજે. હે કેશિનિ અગ્નિ અને જલની માગણી

કરવામાં આવે તો પણ આપવા નહિ. (અગ્નિ દેવે અને વરૂણ દેવે સ્વયંવર વખતે નળને વરદાન આપેલા છે. માટે નળ છે, કે નહિ તે જાણવા માટેજ જલ અને અગ્નિનો પ્રતિબંધ કરવામાં આવે છે.) બાહુકમાં દેવના અગર મનુષ્યના જે કાંઇ લક્ષણો જુએ તે સઘળું તું તપાસ કરીને મને જણાવ. બીજું પણ જે કાંઇ તારા જોવામાં આવે તે સઘળું તારે મને કહેવું. દમયંતીના વચનો સાંભળી કેશિની તરતજ બાહુક પાસે ગઇ. અશ્વ શાસ્ત્રને જાણનાર બાહુકના લક્ષણો જોઇને તે પાછી ફરી અને જોયેલી સર્વ હકીકત દમયંતીને કહેવા લાગી.—

## Stanza 31.

दृढं शुच्युपचारोसौ न मयामानुषः क्वचित् ।
दृष्टपूर्वं श्रुतोवाऽपि दमयंति तथाविधः ॥
ह्रस्वमासाद्य तुद्वारं नासौ विनमते क्वचित् ॥ ८ ॥
तं तु दृष्ट्वा यथासंगमुत्सर्पति यथासुखम् ।
संकटेऽप्यस्य सुमहान् विवरो जायतेऽधिकः ॥ ९ ॥
ऋतुपर्णस्य चार्थाय भोजनीय मनेकशः ।
प्रेषितं तत्र राज्ञातु मांसं बहु च पाशवम् ॥ १० ॥
तस्य प्रक्षालनार्थाय कुम्भास्तत्रोपकल्पिताः ।
ते तेनावेक्षिताः कुम्भाः पूर्णा एवा भवंस्ततः ॥ ११ ॥
ततः प्रक्षालनंकृत्वा समधिश्रित्यबाहुकः ।
तृणमुष्टिं समादाय सवितुस्तं समादधत् ॥ १२ ॥

अथ प्रज्वलित स्तत्र सहसा हव्यवाहनः ।
तदद्भुततमं दृष्ट्वा विस्मिताऽहमिहागता ॥ १३ ॥
अन्यच्चतस्मिन्सुमहदाश्चर्यं लक्षितं मया ।
यदग्निमपि संस्पृश्य नैवासौ दह्यते शुभे ॥ १४ ॥
छन्देनचोदकंतस्य वहत्यावर्जितं द्रुतम् ।
अतीव चान्यत्सुमहदाश्चर्यं दृष्टवत्यहम् ॥ १५ ॥
यत्स पुष्पाण्युपादाय हस्ताभ्यां ममृदे शनैः ।
मृद्यमाणानि पाणिभ्यां तेन पुष्पाणि नान्यथा ॥ १६ ॥
भूय एव सुगन्धीनि हृषितानि भवंति हि ।
एतान्यद्भुत लिंगानि दृष्ट्वाहं द्रुतंमागता ॥ १७ ॥

દાસી દમયંતીને કહે છે—આ બાહુક આચારમાં ઘણોજ પવિત્ર છે. આવો પવિત્ર માણસ મેં પ્રથમ કદી જોયો કે સાંભળ્યો નથી. નીચી જગ્યા ઉપર તે આવે છે ત્યારે તે નીચો નમતો નથી પણ તે જગ્યા તેને જોઇને એકાએક ઉંચી થઈ જાય છે કે જેથી તે નીચો પડયા વગર સહેલાઇથી જઇ શકે. તે કોઈ ઠેકાણે પ્રવેશ કરવા જાય છે કે તે તરતજ જેની અંદર પેસી શકાય નહી તેવી નાની અને સાંકડી જગ્યાઓ પણ બાહુકને જોતાંજ એકદમ વિશાળ બની જાય છે ૠતુપર્ણ રાજા માટે ખોરાકની સામગ્રીઓ મોકલવામાં આવી હતી અને તેની શુદ્ધી માટે વાસણો પણ ત્યાં હતાં. બાહુકે તે ખાલી વાસણો ઉપર નજર કરી કે તરતજ તે વાસણો જલથી ભરાઇ ગયા. બાહુક રસોઈ કરવા બેઠો કે તરતજ તેણે હાથમાં

થોડુ ઘાસ લઈ સુર્ય સામે ધર્યું કે તરતજ એકદમ અગ્નિ પ્રગટ થયો. આવા અદ્ભુત લક્ષણો જોઇને હું વિસ્મય પામીને અહિં આવી છું. બીજુ મહાન આશ્ચર્ય મેં તેનામાં જોયું તે એછે કે અગ્નિને સ્પર્શકરવા છતાં તે દાઝતો નથી અર્થાત્ અગ્નિ તેને બાળી શકતો નથી. જલ પણ એની ઈચ્છા મુજબ નદીની માફક વહયા કરે છે. બીજું પણ વધુ અદ્ભુત બીના જોઇ તે એ કે કેટલાક ફુલો તે હાથમાં લઈ ધીમે ધીમે મસળવા લાગ્યો. હાથ વડે મસળવાછતાં પણ બીલકુલ ખરાબ કે ચીમડાઈ ન જતાં પ્રથમ કરતાં પણ અધિક સુંદર બાહુકના હસ્ત સ્પર્શથી થયા. આવા અદ્ભુત વિસ્મય પમાડે એવા કર્મો અને લક્ષણો બાહુકમાં મેં નજરો નજર જોયા છે તે કહેવા તમારી પાસે હું આવી છું તમારી સુચના મુજબ બાહુકના સર્વ લક્ષણો મેં તમને કહ્યા. હવે આપ આજ્ઞા કરો તેમ કરવા હું તઈયાર છું. પવિત્ર નળરાજાના આ લક્ષણો સાંભળીને બાહુકની રીતભાતથી આ પોતેજ નળ છે, એમ દમયંતીએ મન સાથે વિચાર કર્યો. અર્થાત્ સ્વયંવર પ્રસંગે દેવોએ જે વરદાન નળરાજાને આપ્યા હતા તે તે સઘળા લક્ષણો બાહુકમાં જોયા, તેથી બાહુક પોતે જ નળ છે, એમ દમયંતીને બાહુકની પરીક્ષાથી ખાત્રી થવા લાગી. વધુ ખાત્રી કરવાની ઇચ્છાથી દમયંતી પોતાની દાસીને કહે છે—

**Stanza 32.**

पुनर्गच्छ प्रमत्तस्य बाहुकस्योपसंस्कृतम् ।
महानसाच्छृतंमांसमानयस्वेह भाविनि ॥ २० ॥

सागत्वा बाहुकस्याग्रे तन्मांसमपकृष्यच ।
अत्युष्णमेवत्वरिता तत्क्षणात् प्रियकारिणी ॥ २१ ॥
दमयन्त्यै ततःप्रादात् केशिनी कुरुनंदन ।
सोचिता नलसिद्धस्य मांसस्य बहुशःपुरा ॥ २२ ॥
प्राश्य मत्वा नलं सूतं प्राक्रोशद्भृशदुःखिता ।
वैक्लव्यं परमं गत्वा प्रक्षाल्य च मुखं ततः ॥ २३ ॥
मिथुनं प्रेषयामास केशिन्या सह भारत ।
इन्द्रसेनां सहभ्रात्रा समभिज्ञाय बाहुकः ॥ २४ ॥
अभिप्लुत्य तदा राजा परिष्वज्यांकमानयत् ।
बाहुकस्तु समासाद्य सुतौ सुरसुतोपमौ ॥ २५ ॥
भृशं दुःखपरीतात्मा सुस्वरं प्ररुरोद ह ।
नैषधो दर्शयित्वा तु विकारम सकृत्तदा ॥ २६ ॥
उत्सृज्य सहसा पुत्रौ केशिनी मिदमब्रवीत् ।
इदं च सदृशं भद्रे मिथुनं मम पुत्रयोः ॥ २७ ॥
ततो दृष्ट्वैव सहसा बाष्पमुत्सृष्टवानहम् ।
बहुशः संपतन्तीं त्वां जनः शंकेत दोषतः ॥ २८ ॥
वयं च देशातिथयो गच्छ भद्रे नमोस्तुते ॥

દમયંતી કહે છે—ફરી તું જા. બાહુકે જે રસોઈ પોતે તૈયાર કરી છે તે તેના રસોડામાંથી તે જાણે નહિ તેવી રીતે સાવધ રહીને લઈ આવ (યમરાજાના વરદાનથી નળરાજા પોતે રસોઈમાં નિપુણ હતો તેની રસોઈનો દમયંતીને અનુભવ હોવાથી રસોઈ મંગાવી.) આજ્ઞાંકિત દાસી

હુકમ મળતા તરતજ બાહુક પાસે જઇ પકાવેલી રસોઈ-માંથી થોડુ લઇને ઝડપથી દમયંતી પાસે આવી દમયંતીએ રસોઈ ચાખી અને ખાત્રી થઇ કે આ રસોઈનો બનાવનાર નળરાજાજ છે યમના આપેલા વરદાનની ખાત્રી થાય છે પછી તે ખુબ શોક કરવા લાગી પછી પોતાના બંન્ને બાળકોને કેશિની જોડે બાહુકની પાસે મોકલ્યા ઇંદ્રસેનાને પોતાના ભાઈ સહિત જોઇને બાહુક એકદમ ભેટયો અને તે બંન્ને બાળકોને પોતાના ખોળામાં બેસાડયા. દેવ સમાન પોતાના બંન્ને બાળકોને જોઇને બાહુક દુઃખથી ગળગળો થઈ ગયો અને રૂદન કરવા લાગ્યો. બાહુકે પોતાનું દુઃખ વારંવાર પ્રદર્શિત કર્યું. બાળકોને એકદમ મુકી દઇ કેશિનીને બાહુક કહેવા લાગ્યો કે મારે પણ આવાજ બાળકોની જોડી છે. એકદમ આવી જોડીને દેખ-તાંજ મારા બાળકો મને સાંભળી આવ્યા તેથી હું રૂદન કરૂં છું. હમે તો પરદેશથી આવેલા અતિથીઓ છે માટે તું વારંવાર આવે છે તે ઠીક નહિ; માટે તું સુખેથી હવે જા. સદ્‌ગુણી પવિત્ર નળરાજાના દુઃખનું વર્ણન દમયંતી સમક્ષ દાસીએ વિગતવાર નિવેદન કર્યું. નળના દર્શનની ઈચ્છાવાળી દુઃખી દમયંતીએ પોતાની દાસીને પોતાની માતા પાસે મોકલીને કહેવડાવ્યું કે—

## Stanza 33.

**परीक्षितो मे बहुशो बाहुको नलशंकया ।**
**रूपेमे शंशयस्त्वेकः स्वयमिच्छामि वेदितुम् ॥ ३ ॥**

सवा प्रवेश्यतां मातर्मां वाऽनुज्ञातुमर्हसि ।
विदितंवाऽथवाऽज्ञातं पितुर्मे संविधीयताम् ॥ ४ ॥
एवमुक्तातु वैदर्भ्या सादेवी भीममब्रवीत् ।
दुहितुस्तमभिप्राय मन्वजानात्स पार्थिवः ॥ ५ ॥
सा वै पित्राभ्यनुज्ञाता मात्राच भरतर्षभ ।
नलं प्रवेशयामास यत्र तस्याः प्रतिश्रयः ॥ ६ ॥
तां स दृष्ट्वैव सहसा दमयन्तीं नलोनृपः ।
आविष्टः शोकदुःखाभ्यां बभूवाश्रुपरिप्लुतः ॥ ७ ॥

નળની શંકાથી મેં બાહુકની અનેક પ્રકારે પરીક્ષા કરાવી છે તેમાં મને સફળતા મળી છે નળરાજાના તમામ લક્ષણો બાહુકમાં છે. તેની મેં પુરેપુરી તપાસ કરીને ખાત્રી કરી છે; ફક્ત એકજ પરીક્ષા બાકી છે. બાહુકના અને નળરાજાના રૂપમાં ફેર છે તેની પરીક્ષા હું પોતેજ કરવાની ઇચ્છા રાખુ છું. હે માતા તે બાહુકને અહિંઆ મારા મહેલમાં બોલાવો, અગર ત્યાં જવાની મને રજા આપો. આ બીનાની ખબર મારા પિતાને આપવી હોય તો આપો. કેશિની પાસેથી આ સમાચાર સાંભળી દમયંતીના પિતાને આ વાત જણાવી. તે રાજાની રજા મેળવી. બાહુકને ત્યાં (દમયંતીના મહેલમાં ) બોલાવ્યો. દમયંતીને જોતાંજ બહુ શોક તથા દુઃખથી રાજા ગદગદિત થઇ ગયો. અને આંખમાં આંસુ આવ્યા. દમયંતી પણ નળની આ દુઃખી અવસ્થા જોઇ પોતે પણ શોકાતુર થઇ ગઇ.

બૃહદશ્વઋષિ કહે છે હે યુધિષ્ઠર રાજા ! એક બીજાનો મેળાપ થતાંજ બંન્ને જણા પરસ્પર એક બીજાનો સ્નેહ

સંભારી તથા બંન્નેની દુઃખી દશા (એક બીજાના વિયોગને લીધે) જોઇ બંન્ને જણાં શોકાગ્રસ્ત થઇ ગયા. પછી દમયંતી બાહુકને કહેવા લાગી કે—

### Stanza 34.

पूर्वंदृष्ट स्त्वया कश्चिद्धर्मज्ञो नाम बाहुक।
सुप्तामुत्सृज्यविपिने गतोयः पुरुषः स्त्रियम् ॥ १० ॥
अनागसं प्रियां भार्यां विजने श्रममोहिताम् ।
अपहाय तुको गच्छेत्पुण्यश्लोकमृते नलम् ॥ ११ ॥
किंनुतस्यमया बाल्या दपराद्धं महीपतेः ।
योमामुत्सृज्य विपिने गतवान्निद्रयाऽर्दिताम् ॥ १२ ॥
साक्षाद्देवानपाहाय वृतो यः स पुरा मया ।
अनुव्रतां साभिकामां पुत्रिणीं त्यक्तवान्कथम् ॥ १३ ॥
अग्नौ पाणिं गृहीत्वा तु देवानामग्रतस्तथा ।
भविष्यामीति सत्यं तु प्रतिश्रुत्य क्व तद्गतम् ॥ १४ ॥

દમયંતી પુછે છે—હે બાહુક! એવા કોઇ પુરૂષને તમે જોયો છે કે જે ધર્મને જાણવા છતાં સત્ય વસ્તુનો વિવેક કરી શકનાર બુદ્ધિશાળી પોતાની ફરજને સારી રીતે સમજીને તે પ્રમાણે વર્તનમાં મુકનાર સત્યવાદી હોવા છતાં પોતાની પ્રિય પત્નીનો વનમાં (એકલી) નિંદ્રાવસ્થામાં ત્યાગ કરીને જાય? સત્ય વસ્તુને જાણવા અને માનવા છતાં તે પ્રમાણે વર્તન કરી શકયા નહિ. તેને ધર્મજ્ઞ કેવી રીતે કહેવા?) (વિવેક બુદ્ધિ હોવા છતાં તે પણ વાપરી શકયા નહિ કારણ કે પોતાની પત્ની નિર્દોષ

છે એટલે ત્યાગને યોગ્ય નથી. એમ સમજવા છતાં પણ ત્યાગ કર્યો અને હું તારો ત્યાગ કદી કરીશ નહિ. એ તેમનીજ કરેલી સત્ય પ્રતિજ્ઞા પણ પાળી શકયા નહિ તેથી તે સત્યવાદીનુ સત્ય પણ જતું રહ્યું એમ દમયંતીનો કહેવાનો આશય છે.) વળી દયાળુ હોવા છતાં નિર્જન અને અઘોર વનમાં મુકીને ગયા એટલે સ્થાનનો પણ વિચાર કર્યો નહિ. અરે શુરવીર છતાં નિંદ્રામાં મુકીને કેમ ગયા? ખબર આપીનેજ જવું જોઇએ તેનુંજ નામ સાચી હિંમત અને શુરવીરતા. તેમજ રાજા તરીકે ન્યાયી સત્યવાદી રાજા તરીકે કીર્તિ મેળવનાર રાજાએ નિર્દોષ પ્રિયપત્નીનો ત્યાગ કરી જે શિક્ષા કરી છે તે અન્યાય યુકત છે. ન્યાયી રાજા પાસેથી પત્નીને આવો ન્યાય મળે અને તે પણ નિર્દોષ પત્નીને કાંઇ પણ ગુન્હાવગર સખત શિક્ષા આપનારને ન્યાયી અને સત્યવાદી રાજા કેમ કરીને કહેવાય?) હે બાહુક નળરાજા સિવાય બીજું કોઈ, પોતાની પ્રિય પવિત્ર પત્નીનો વનમાં ત્યાગ કરવાનું યોગ્ય માને? નળ રાજાએજ આવું અયોગ્ય નિર્દય કામ કર્યું છે. તે રાજાનો મેં કયો ગુન્હો કર્યો છે? કે જેથી તે મને નિર્જનવનમાં સુતી મુકીને જતા રહ્યા? બચપણથી તે આજદીન સુધી મેં એક પણ અપરાધ કર્યો નથી એવી નિર્દોષ પત્નીનો ત્યાગ કર્યો એથી વધુ શિક્ષા કઇ હોઈ શકે? દેવોથી પણ અધિક મેં નળરાજાને ગણી મારા સ્વયંવરમાં દેવોની સમક્ષ મેં મારા પતિ તરીકે જે રાજાને સ્વીકાર્યો તે રાજાએ શા માટે મારો ત્યાગ કર્યો? શા માટે મને ખબર પણ આપી નહિ? મારા કયા અપરાધની આ શિક્ષા?

હું બે સંતાનોની માતા બની છું એવી પ્રાણથી પણ અધિક પ્રિય માનનાર મારા સદ્ગુણી નળ રાજાએ મારો ત્યાગ શા કારણથી કર્યો? અને કરતી વખતે તેમનું દયાળું હૃદય કેમ કરીને નિર્દય થયું? અગ્નિ દેવની સમીપમાં તેમજ ઇંદ્ર આદિ દેવોની સમક્ષ કરેલી પ્રતિજ્ઞા હું તારોજ થઈશ એ પ્રતિજ્ઞા ત્યાગ કરતી વખતે કયાં ગઈ?

દમયંતીએ બાહુકને આ પ્રમાણે કહ્યું. કહેતાં કહેતાં તેની આંખમાં આંસુ આવ્યા. દમયંતીને શોકથી દુઃખી જોઈને નળ રાજાની આંખમાં પણ આંસુ આવ્યા. રાજા દમયંતીને કહેવા લાગ્યા કે—

## Stanza 35.

मम राज्यं प्रनष्टं यन्नाहं तत्कृतवान् स्वयम् ।
कलिना तत्कृतं भीरु यच्च त्वाहमत्यजम् ॥ १७ ॥
यत्त्वया घर्मकृच्छ्रे तु शापेनाभिहतः पुरा ।
वनस्थया दुःखितया शोचन्त्या मां दिवानिशम् ॥ १८ ॥
समच्छरीरे त्वच्छापाद्दह्यमानोऽवसत्कलिः ।
त्वच्छापदग्धः सततं सोऽग्नावग्निरिवाहितः ॥ १९ ॥
ममच व्यवसायेन तपसा चैव निर्जितः ।
दुःखस्यान्तेन चानेन भवितव्यं हि नौ शुभे ॥ २० ॥
विमुच्यमां गतः पापस्ततोऽहमिहचागतः ।
त्वदर्थं विपुलश्रोणि न हि मेऽन्यत्प्रयोजनम् ॥ २१ ॥
कथंनुनारी भर्तारमनुरक्तमनुव्रतम् ॥ २१ ॥
उत्सृज्यवरयेदन्यं यथात्वं भीरु कर्हिचित् ॥ २२ ॥

નળરાજા દમયંતીને કહે છે—મારૂ રાજ્ય ગયું તે, તેમજ મેં તારો ત્યાગ કર્યો તે કામ, મેં પોતે ખરી રીતે કર્યાં નથી. હે પવિત્ર સુંદરી ! કલિએજ પોતાના પ્રભાવથી આ સર્વ કામ કર્યાં છે. (અર્થાત્ હું નિર્દોષ છું. કલિના લીધે આ બધુ થયું છે.) માટે મારામાં શંકા લાવવી એ વ્યાજબી નથી હું ધર્મજ્ઞ હોવા છતાં અધર્મી, દયાળુ છતાં નિર્દય કેમ બન્યો તેનું રહસ્ય મેં તમને કહ્યું કે આ સર્વ પ્રપંચ કલિએજ પોતાના પ્રભાવથી કર્યાં છે. મારો બિલકુલ દોષ નથી. **કલિએજ મારામાં પ્રવેશ કરી સર્વ અનર્થ અને અઘટિત કાર્યો તેની સત્તાથીજ કર્યાં** છે. વનમાં રહીને દુ:ખથી પીડાયેલા તમે મારા વિયોગને લીધે રાત દિવસ મારૂંજ ચિંત્વન કરતા હતા, એવા તમે તેજ પ્રપંચી કલિને શ્રાપ આપ્યો હતો. (**Stanza 15**) તમારા શ્રાપને લીધે પીડા પામતો અગ્નિમાં જેમ અગ્નિ રહે તેવી રીતે દાહ પામતો તે કલિ મારામાં રહેવા લાગ્યો. મારી વિદ્યાના પ્રભાવથી તેમજ તપના પ્રભાવથી મેં તેને જીત્યો છે. પ્રપંચીની હાર થવાથીજ અને મારો વિજય થવાથી હવે આપણા બંન્નેના દુ:ખનો અંત આવ્યો છે. તે પાપી મને છોડીને ગયો છે. અર્થાત્ હું તે પાપીના પંજામાંથી કાયમને માટે મુક્ત થયો છું. અને તેને જીત્યા પછીજ હું અત્રે આવ્યો છું. હે સુંદર દમયંતી ! તારા માટેજ હું અત્રે આવ્યો છું. મારે બીજું કાંઈ જ કામ નથી. આ સત્ય હકીકત હે દમયંતી મેં તમને કહી. તમારી સર્વ શંકાઓનું નિવારણ મેં કર્યું છે. મારા વર્તનનો જુવાપ મેં તમને આપ્યો છે. તેથી તમારા મનનું

સમાધાન થયું છે. કોઈ પણ બાબતથી મેં મારા મનથી, વાણીથી અગર કોઈ પણ પ્રકારે મેં સ્વતઃ તમને દુભવ્યા નથી તેમજ મારો પોતાનો કોઇ પણ દોષ નથી એ સત્ય હકીકત તેમજ તમારા સવાલનો જુવાપ મેં તમને કહ્યો.

પણ હું તમને પુછું છું કે—સાચા સ્નેહી અને વફાદાર પતિનો ત્યાગ કરી બીજા પતિને પરણવાની ઈચ્છા તારી માફક કઈ સ્ત્રી કરે! (અર્થાત્ કોઇ પણ સન્નારી કરેજ નહિ.) તેમ તમારે પણ કરવી ન જ જોઇએ. આ પ્રમાણે નળે આક્ષેપ કર્યો. અને આક્ષેપના સમર્થનમાં કહે છે કે તમારા હુકમથી પૃથ્વી ઉપર તમારા મોકલેલા માણસો ફરે છે અને કહે છે કે દમયંતી પોતાની મરજી મુજબ પોતાને યોગ્ય બીજો પતિ કરશે. આ સંદેશો સાંભળીને જ રૂતુપર્ણ રાજા અહિંઆ આવ્યા છે. દમયંતી નળરાજાના વચનો સાંભળી વિનય સાથે જવાબ આપે છે:—

## Stanza 36.

नमामर्हसि कल्याण दोषेण परिशंकितुम ।
मया हि देवानुत्सृज्य वृतस्त्वं निषधाधिप ॥ २६ ॥
तवाभिगमनार्थं तु सर्वतो ब्राह्मणा गताः ।
वाक्यानि मम गाथाभि र्गीयमाना दिशोदश ॥२७॥
ततस्त्वां ब्राह्मणो विद्वान्पर्णादो नाम पार्थिव ।
अभ्यगच्छत्कोशलायामृतुपर्ण निवेशने ॥२८॥
तेन वाक्ये कृते सम्यक्प्रति वाक्ये तथाहृते ।
उपायोऽयं मया दृष्टो नैषधानयने तव ॥२९॥

त्वामृतेनहि लोकेन्य एकाह्ना पृथिवीपते ।
समर्थो योजन शतं गंतुमश्वै र्नराधिप ॥३०॥
स्पृशेयं तेन सत्येन पादावेतौ महीपते ।
यथा नासत्कृतं किंचिन्मनसाऽपिचराम्यहम् ॥३१॥
अयं चरति लोकेऽस्मिन्भूतसाक्षी सदागतिः ।
एषमे मुंचतु प्राणान्यदि पापं चराम्यहम् ॥३२॥
तथाचरति तिग्मांशुःपरेण भुवनं सदा ।
समुंचतु मम प्राणा न्यदि पापं चराम्यहम् ॥३३॥
चन्द्रमाः सर्वभूताना मन्तश्चरति साक्षिवत् ।
समुंचतु मम प्राणान् यदि पापं चराम्यहम् ॥३४॥
एते देवास्त्रयः कृत्स्नं त्रैलोक्यं धारयंति वै ।
ते ब्रुवन्तु यथासत्य मेतद्देवास्त्यजन्तुमाम् ॥३५॥
एवमुक्त ततो वायु रन्तरिक्षाद भाषत ।
नैषा कृतवती पापं नल सत्यं ब्रवीमि ते ॥३६॥
राजञ्छीलनिधिः स्फीतो दमयन्त्याः सुरक्षितः ।
साक्षिणो रक्षिण श्चास्या वयं त्रीन्परिवत्सरान् ॥३७॥
उपायो विहितश्चायं त्वदर्थं मतुलोऽनया ।
न ह्येकाह्ना शतं गन्ता त्वामृतेऽन्यः पुमानिह ॥३८॥
उपपन्ना त्वया भैमी त्वंच भैम्या महीपते ।
नात्र शंका त्वया कार्या संगच्छ सहभार्यया ॥३९॥
ततो ब्रुवति वायौ तु पुष्पवृष्टिः पपातह ।
देव दुन्दुभयो नेदुर्ववौ च पवनः शिवः ॥४०॥

**तदद्भुतमयं दृष्ट्वा नलो राजाऽथ भारत ।**
**दमयन्त्यां विशंकांता मपाकर्षदरिंदमः ॥४१॥**

દમયંતી કહે છે.—હે પુણ્ય કિર્તિવાળા રાજા ! તમારે મારામાં દોષની શંકા લાવવી જોઇએ નહિ. (તમે મને મારા ચારિત્ર્યને શંકાની નજરથી જુઓ નહિ. મારામાં કોઇ પણ દોષ નથી હું તદ્દન નિર્દોષ અને પવિત્ર છુ') દેવો કરતાં પણ હે નળરાજા મેં તમને અધિક માનીનેજ મેં તમારી સાથે લગ્ન કર્યાં છે. (મારા પતિદેવ તરીકે મેં તમારી પસંદગી કરી છે તેથીજ તમારે જાણી લેવું જોઇએ કે તમારાથી અધિક હું કોઇને' માનતી નથી). તમારી શોધને માટેજ પૃથ્વી ઉપર દશે દિશામાં બ્રાહ્મણોને મેં મોકલ્યા હતા. અને તે બ્રાહ્મણો મારા કહેલા વચનોને ટેલના રૂપમાં ગાતા હતા. આખરે પર્ણાદ નામના વિદ્વાન બ્રાહ્મણને રૂતુપર્ણની અશ્વશાળામાંથી તમારો પત્તો મળ્યો. તે બ્રાહ્મણે કહેલી ગાથાનો તમે સચોટ જવાબ આપ્યો (Stanza 21) કે તરતજ તમને બોલાવવા માટેજ તમારા દર્શન અને–સમાગમની તીવ્ર ઈચ્છાને જલદીથી સંતોષવા માટેજ મેં આ યુક્તિ શોધી કહાડી છે. હે રાજા ! આ પૃથ્વી ઉપર તારા સિવાય બીજો કોઇ પણ સમર્થ અને અશ્વવિદ્યામાં નિપુણ નથી કે જે એકજ દિવસમાં ઘોડાથી સો યોજન મુસાફરી કરી શકે. (અર્થાત્ અશ્વ કુશળ નળરાજાજ એક દિવસમાં આ કામ કરી શકશે તેથી મુદત એકજ દિવસની રાખી હતી.) હે રાજા તમારા પગે પડીને પ્રતિજ્ઞા કરી કહું છું કે મેં મનથી

પણ કોઈ પાપ કર્યું નથી અર્થાત્ (હું તદ્દન પવિત્ર છું. દોષને પાત્ર નથી.) જો મેં કોઇ પણ પાપ કર્યું હોય તો સર્વ વ્યાપક વાયુદેવ જે આકાશમાં રહી સર્વત્ર ગતિ કરી શકે છે. તે દેવ મારા જીવનનો નાશ કરો. અર્થાત્ મારા-માં કાંઇ પણ પાપ નથી એમ વાયુદેવની સાક્ષીથી કહું છું. જો હું પાપી હોઉ તો મારા પ્રાણજજો.) તેમજ સૂર્ય-દેવની સાક્ષીથી કહું છું કે—જો મેં કાંઇ પણ પાપ કર્યું હોય તો મારા પ્રાણ હે સુર્યદેવ તમે લઇ જાઓ. દરેક પ્રાણી માત્રમાં સાક્ષીવત્ રહેનાર ચંદ્રમા જો હું પાપી હોઉ તો મારા પ્રાણ લેજો. ત્રિલોકને ધારણ કરનાર આ ત્રણે દેવો (વાયુ સુર્ય અને ચંદ્રમા) મારી બાબતમાં સત્ય હોય તે જણાવો. નહિ તો મારો ત્યાગ કરો. દમયંતીની આ વાણી સાંભળીને આકાશમાંથી વાયુદેવ બોલ્યાઃ—હે નળ-રાજા આ સ્ત્રી બીલકુલ દોષને પાત્ર નથી. તદ્દન પવિત્ર છે. આ સત્ય હકીકત હું તને કહું છું. પવિત્ર દમયંતી એ પોતાના ચારિત્ર્યને પોતાના સદ્દગુણો અને સદાચાર વડે રક્ષણ કરી પોતાના પતિવ્રતના પ્રભાવમાં અધિકતા મેળવી ઉત્તમ પતિવ્રતા બની છે. આ બાબતમાં અમો સાક્ષી છીએ. કારણકે ત્રણ વરસ સુધી તેનું (દમયંતીનું) રક્ષણ અમોએજ કર્યું છે. દમયંતીએ તમને જ શોધી કાઢવા માટે તેમજ તમને અહિંઆ બોલાવવા માટેજ આ યુક્તિ કરી છે. કારણ કે તમારા સિવાય એક દિવસમાં સો યોજનની મુસાફરી બીજો કોઇ પણ કરી શકેજ નહિ. આવી બુદ્ધિશાળી પવિત્ર નિર્દોષ, ગુણના સાગર જેવી સતી પતિવ્રતા પત્નીના પતિ થવાને માટે તો હે રાજા આ

પૃથ્વી ઉપર તમેજ યોગ્ય છો અર્થાત્ તમારામાં પણ તેવા જ સદ્દગુણો છે. માટે અમો (દેવો કહીએ છીએ કે–તમે હે રાજા દમયંતીને માટે યોગ્ય પતિ છો તેમજ તમારે માટે દમયંતીજ યોગ્ય પત્ની છે.) શંકાને દૂર કરી હે રાજા તમે તમારી પવિત્ર પત્ની સાથે પ્રેમથી મેળાપ કરો; અને સમાગમનું સુખ ભોગવો. અંતરીક્ષમાંથી આકાશ વાણી આ પ્રમાણે વાયુદેવે કહી કે તરતજ પુષ્પવૃષ્ટિ આકાશમાંથી થઈ અને દેવના વાજા વાગવા લાગ્યા. તેમજ ઠંડો મીઠો મધુર પવન વાવા લાગ્યો. હે યુધિષ્ઠિર રાજા આ વિસ્મય પમાડે એવું દેવનું કાર્ય જોઈને નળરાજાએ પોતાની શંકાનું નિવારણ થતાંજ તે રાજાએ કર્કોટક નાગનું સ્મરણ કરીને તરતજ તેણે આપેલા દિવ્ય વસ્ત્રો શરીર ઉપર ધારણ કર્યા. દિવ્ય વસ્ત્ર પહેરવાથી નળરાજાને પોતાનું અસલ કાંતિમાન્ કંદર્પ સમાન તેજસ્વી સ્વરૂપ પ્રાપ્ત થયું. દેવી દમયંતીએ પોતાના પવિત્ર નળરાજાને અસલ સ્વરૂપમાં જોયા.

## Stanza 37.

ततस्तद्वस्त्रमरजः प्रावृणोद्वसुधाधिपः ।
संस्मृत्य नागराजं तं ततो लेभे स्वकंवपुः ॥४२॥
स्व रूपिणं तु भर्तारं दृष्ट्वा भीमसुता तदा ।
प्राक्रोशदुच्चैरालिंग्य पुण्यश्लोक मनिन्दिता ॥४३॥
भैमीमपि नलो राजा भ्राजमानो यथा पुरा ।
सस्वजे स्वसुतौ चापि यथावत्प्रत्यनन्दत ॥४४॥
ततश्चोरसि विन्यस्य वक्त्रं तस्य शुभानना ।
परीता तेन दुःखेन निश्श्वासायतेक्षणा ॥४५॥

तथैव मलदिग्धांगीं परिष्वज्य शुचि स्मिताम् ।
सुचिरं पुरुषव्याघ्रस्तस्थौ शोक परिप्लुतः ॥४६॥
ततः सर्वं यथावृत्तं दमयन्त्या नलस्यच ।
भीमायाकथयत्प्रीत्या वैदर्भी जननी नृप ॥४७॥
सचतुर्थे ततो वर्षे संगम्य सहभार्यया ।
सर्वकामैः सुसिद्धार्थो लब्धवान्परमांमुदम् ॥४८॥
दमयन्त्यपि भर्तारं मासाद्याप्यायिताभृशम् ।
अर्ध संजात सस्येव तोयं प्राप्य वसुंधरा ॥५२॥
सैवं समेत्य व्यपनीयतंद्रां शांतज्वरा हर्षविवृद्धसत्त्वा ।
रराज भैमी समवाप्तकामा शीतांशुना रात्रिरिवोदितेन ॥५३॥

પવિત્ર નિર્દોષ પત્નીને પોતાના પતિ નળરાજાના દર્શન થયા. ઘણા વખતથી વિખુટી પડેલી પત્નીને, પોતાના પ્રાણ જેવા નળરાજાનો મેળાપ થતાં, તે દેવી સમાન દમયંતી, શોકને લીધે વ્યાપ્ત થઇ ગઈ; તેમજ હર્ષને લીધે (મેળાપ થતાં) પોતાના પતિ સદ્ગુણી પવિત્ર નળરાજાને ભેટી પડી. નળરાજા પણ પોતાના પ્રાણથી પણ અધિક, એવી પવિત્ર મનોહર સ્વરૂપવાળી દમયંતીને ભેટયા. પ્રેમના આવેશમાં બંન્ને જણા એક બીજાને મળ્યા. તેમજ પોતાના બંન્ને બાળકોને પ્રેમપૂર્વક આલિંગન આપ્યા; અને વારંવાર તે બાળકોને ખુબ પ્રેમથી રમાડયા. નળરાજા તેમજ દમયંતી બંન્ને જણા નિર્દોષ છે. એમ દેવોએ સાક્ષી પુરી. બંન્ને નિર્મળતાની અને પવિત્રતાની સુંદર મનોહર મૂર્તિઓ છે. એમ દેવોને આ બંન્ને પતિ પત્નિએ

પોતાના સદાચરણુથી સહનશીલતાથી તેમજ પવિત્રતાથી સર્વપ્રકારે સાબીત કરી આપ્યું. દેવોએ તેમના શુદ્ધ પવિત્ર વર્તનની રક્ષા કરી. દમયંતીને પોતાના પતિ નળરાજાનો સમાગમ થયો છે. એ વાત દમયંતીના પિતાને જણાવી. વિદર્ભરાજને તે હર્ષના સમાચાર મળતાં તેમણે કહ્યું કે, નળરાજાને આજે શાંતિથી દિવસ પસાર કરવાદો. સ્નાનાદિક ક્રિયાથી પવિત્ર થએલા તે બંન્નેને, હું આવતી કાલે સવારે મળીશ. પછી તે બંન્ને દંપતીએ તેમને પોતાને વનમાં વીતેલા દુઃખોની વાત, એકબીજાને કહેતાં કહેતાં, તે રાત્રિ પસાર કરી. સ્નેહી જનો એકબીજાને ઘણા વખતે મળે છે ત્યારે એકબીજાને મળી પરસ્પર પોતપોતાને વીતેલી બીનાઓનું વર્ણન કરે છે. તે પ્રમાણે નળરાજાએ દમયંતી સાથે, ઘણો વખત સુધી વિયોગનું દુઃખ ભોગવ્યું હતું તે સઘળી બનેલી બીના, એક બીજાને પરસ્પર કહેતા હતા. નળરાજા અને દમયંતી વિદર્ભદેશમાં સુખથી તેમજ સન્માનથી સારી રીતે રહેવા લાગ્યા. પરસ્પર એક બીજા ઉપર અનન્ય પ્રેમ રાખી, એક બીજાનું સુખ ચાહનાર તે દંપતી, ઘણા હર્ષથી રહેવા લાગ્યા. તેમની સઘળી ઇચ્છાઓ પુર્ણ થઇ. હે યુધિષ્ઠિર રાજા ! રાજ્યથી ભ્રષ્ટ થયેલા નળરાજાને, ચોથે વરસે પોતાની પવિત્ર પત્નીનો સમાગમ અને મેળાપ થયો. જેમ ખેતરમાં વરસાદ આવવાથી ધાન્યના કુમળા છોડ વૃદ્ધિને પામે છે. તેમ દમયંતી પણ પોતાના પતિના સમાગમથી, વધારે હર્ષને પામી. જેવીરીતે રાત્રિ પુર્ણિમાના ચંદ્રથી શોભે છે તેવી રીતે આ દેવી દમયંતી નળરાજાને મેળવી તેજ પ્રમાણે શોભવા લાગી તે ચિંતા

મુક્ત થઇ ગઇ તેના સર્વ દુઃખો જતા રહ્યા. પતિના સમાગમથી તે હર્ષ પામી. સર્વ વાતે સુખી થઇ ગઇ.

બીજે દિવસે સવારે નળરાજા સ્નાન પુજાદિકથી પરવારી, વસ્ત્રાલંકાર પહેરીને દમયંતીને સાથે રાખીને, વિદર્ભરાજને મલવા ગયા. વિનયથી પોતાના સસરાને પ્રણામ કર્યાં. દમયંતીએ પણ પોતાના પિતાને પ્રણામ કર્યાં. પછી વિદર્ભરાજે પણ પોતાના દીકરા સમાન પુત્ર વત્સલ બની, નળરાજાને આદરપુર્વક પોતાની પાસે બેસાડયા, અને નળરાજાને પોતાના સમીપ બેસાડી ઘણા હર્ષને પામ્યા. નળરાજાએ યથાવિધિ પોતાના સસરાનું વિનય પુર્વક પુજન કર્યું. તેમજ તેવીજ રીતે નળરાજાનું યોગ્ય સન્માન દમયંતીના પિતાએ કર્યું. પરસ્પર એકબીજાનું સન્માન થયું. પછીથી આ વાત નગરમાં પવન વેગે ફેલાઇ ગઇ. તેથી નગરમાં ઘણોજ આનંદ ફેલાઈ ગયો. નળરાજાને આવીરીતે અત્રે નગરમાં આવેલા જાણી, નગરને વાવટા તોરણો તથા ફુલોના હારોથી, શણગારવામાં આવ્યું. શહેરના રસ્તાઓ ઉપર, જળનો છંટકાવ કરવામાં આવ્યો; અને તે રસ્તાઓને પણ સુંદર ફુલોથી, સરસ રીતે શણગારવામાં આવ્યા. પ્રજાના તમામ નાગરીકોએ પોતાના રહેવાના તમામ ઘરોના બારણા ઉપર, અને દરેક દરવાજા ઉપર, તેમજ દરેક દ્વાર ઉપર, ફુલો પાથરી દીધા. અને ઢગલા બંધ ફુલો પાથરવામાં આવ્યા. દરેક દેવમંદિરોને પણ તેજ પ્રમાણે, ફુલોથી શુશોભિત બનાવવામાં આવ્યા દમયંતીના પિતાના રાજ્યમાં પુણ્યશ્લોક નળરાજા આવ્યા છે. એવા સમાચાર ફેલાતા, આ પ્રમાણે તમામ મનુષ્યો

હર્ષમાં આવી જઇ, આખા નગરને શણગારી દીધું; અને નળરાજાનું સન્માન કર્યું. નળરાજાના આગમનના સમાચારથી હરેક ગૃહે, આનંદ આનંદ થઈ રહ્યો. લોકો ખુબ હર્ષને પામ્યા. રૂતુપર્ણરાજાએ પણ આ સમાચાર સાંભળ્યા. દમયંતી સાથે નળરાજાનો સમાગમ થયો છે. બાહુક પોતેજ છુપાવેશમાં નળરાજાજ હતા. એ સાંભળીને રૂતુપર્ણ રાજા ખુશી થયા; અને નળરાજાની પાસે માફી માગી. બુદ્ધિશાળી નળરાજાએ પણ, રૂતુપર્ણ રાજાને કાંઇક કારણો બતાવી,હેતુપુર્વક તેમને પોતાની વાણીથી સમજાવી,પોતાની ઉદારતા બતાવી, રૂતુપર્ણ રાજાને ઘણું માન આપ્યું. નળરાજાની વાણીથી અયોધ્યા પતિ ખુશી થઈ, સ્મિત વદનથી નળને કહેવા લાગ્યા—તમને તમારી પોતાની પત્નીનો મેળાપ થયો તે જોઈ મને આનંદ થાય છે. તમારા ભાગ્યનો ઉદય થયો છે. તમારા દુઃખનો અંત આવ્યો છે. હે નળરાજા ! જાણે કે અજાણે, મારાથી આપનો જે કાંઈ અપરાધ થયો હોય તેની મને માફી આપશો.

નળરાજા રૂતુપર્ણને કહે છે—તમે મારો કાંઈપણ અપરાધ કર્યો નથી; છતાં તમારાથી કાંઇ પણ અપરાધ થયો હોય તો, તેથી મને ગુસ્સો થયો નથી; કારણકે મારે તમને ક્ષમા આપવીજ જોઇએ. પ્રથમ તમે મારા મિત્ર હતા; તેમજ મારા સગાં સંબંધી છો. એટલે તમારા ઉપર મિત્ર ભાવે પણ, ક્ષમાની નજરે જોવું જોઈએ. હવેથી હું તમારા ઉપર વધારે સ્નેહ રાખીશ. તમારે ત્યાં હું સુખથીજ રહ્યો છું. મારી સર્વે ઇચ્છાઓને તમે સંતોષી છે. મારા પોતાના ઘર કરતાં પણ તમારે ત્યાં હું વધારે સુખ

શાંતિથી રહ્યો છું માટે હે રાજા! તમારે મનમાં કાંઈ પણ ઓછું લાવવું નહિ. પછી નળરાજાએ રૂતુપર્ણ રાજાને વિધિવત્ અશ્વવિદ્યા આપી. અને તે રાજા પાસેથી, નળરાજાને પણ બે વિદ્યા, ગણિત વિદ્યા તેમજ અક્ષવિદ્યા મળી રૂતુપર્ણ રાજાએ બીજો સારથિ પોતાના માટે રોકી લીધો. (કારણ કે નળરાજાનો સારથિ વાર્ષ્ણેય હતો; તેથી હવે તેને પણ, પોતાના સારથિ તરીકે લેવાય નહિ.) અયોધ્યાધિપતિ નવા સારથિને લઈને, નળરાજા પાસેથી અશ્વવિદ્યા લઈને, પોતાના શહેરમાં ગયા. નળરાજા પણ પછીથી ઝાઝો વખત કુંડીનપુરમાં રહ્યા નહિ.

એક મહિનો કુંડિનપુરમાં રહીને નળરાજાએ પોતાના સસરા વિદર્ભરાજ પાસે, નિષધ દેશમાં જવાની રજા માગી. તે પ્રમાણે દમયંતીના પિતાએ નળરાજાને જવા માટે રજા આપી. નિષધ દેશમાં જવા માટે નળરાજાને કેટલાએક સૈનિકો, તથા સફેદ રંગનો એક રથ, તેમજ સોલ (૧૬) હાથી, પચાસ (૫૦) ઘોડા તેમજ છસો (૬૦૦) માણસોનું લશ્કર, દમયંતીના પિતા વિદર્ભરાજે આપ્યા. આ સામગ્રી સહિત નળરાજા પોતાતી રાજધાનીમાં આવ્યા. પુષ્કરને બોલાવી નળરાજાએ કહ્યું કે, મેં ઘણુંધન મેળવ્યું છે. માટે મારી સાથે દ્યુત રમવાની હું માગણી કરૂં છું. શરતમાં એક બાજું તું પોતે, અને તારૂ સઘળું રાજ્ય, બીજી બાજું હું પોતે, અને મારા પોતાની તમામ મીલકત. આ પ્રમાણે શરત કરી દ્યુત રમવાની મારી માગણી છે. માટે તે પ્રમાણે તું કર. દ્યુત રમવાની તમારી ઇચ્છા ન હોય તો લડાઇ આપો. વંશથી વારસામાં પ્રાપ્ત થએલું

રાજ્ય, કોઇ પણ પ્રકારે મેળવવા પ્રયાસ કરવોજ જોઈએ. માટે મારા પિતાનું મને મળેલુ રાજ્ય, તેં ધુતમાં મને હરાવીને લઇ લીધું છે તો ધુત રમીને મારે તે પાછું મેળવવુંજ જોઇએ, અગર તો ક્ષત્રિય તરીકે લડીને પણ મારે મારૂ રાજ્ય લેવુંજ જોઈએ. માટે ધુત રમો કાંતો લડાઈ આપો. જે તમને ઠીક લાગે તે કરવા હું કબુલ છું. મારૂં ગુમાવેલું રાજ્ય મારેજ પાછું મારા પરાક્રમથી મેળવવુંજ જોઈએ માટે તે લેવા માટેજ હું અતરે આવ્યો છું. દ્વન્દ્વ યુદ્ધ કરવા માટે પણ હું તૈયાર છું. ધનુષ વિદ્યાથી પણ યુદ્ધ કરવા હું તૈયાર છું. નળના વચનો સાંભળી પુષ્કરે તેમ કરવા હા પાડી (પોતાનીજ જીત થશે અને નળરાજા પ્રથમની માફકજ હારશે એમ માનીને) નળરાજાને કેટલાક અભિમાન મદયુકત અયોગ્ય વચનો પુષ્કરે કહ્યાં નળરાજાએ તેના અપમાન ભરેલાં વચનો સાંભળતા તેનું મસ્તક કાપી નાખવા વિચાર કર્યો; પણ દયાળુ તે નળરાજાએ પોતાના ક્રોધને દબાવી પછીથી ધુત રમવાની શરૂઆત કરી પહેલીજ સરતે એકજ વખતમાં નળરાજાએ સંપૂર્ણ જીત મેળવી.

## Stanza 38.

एकपाणेन वीरेण नलेनसपराजितः ।
सरत्नकोशनिचयैः प्राणेन पणितोपिच ॥१९॥

जित्वाचपुष्करं राजा प्रहसन्निदमब्रवीत् ।
ममसर्वमिदं राज्य मव्यग्रं हतकण्टकम् ॥२०॥

वैदर्भीं नत्वयाशक्या राजापसद विक्षितुम् ।
तस्यास्त्वं सपरिवारो मूढदासत्वमागतः ॥२१॥
नत्वया तत्कृतं कर्म येनाहंविजितः पुरा ।
कलिना तत्कृतं कर्म त्वंचमूढ न बुध्यसे ॥२२॥
नाहं परकृतं दोषं त्वय्याधास्ये कथंचन ।
यथासुखं वंजीव त्वं प्राणानवसृजामिते ॥२३॥
यथैव सर्वं संभारं स्वमंशं वितरामिते ।
तथैव च मम प्रीति स्त्वयि वीर न संशयः ॥२४॥

પુષ્કર સાથેની રમતમાં એકજ દાવમાં તે પરાક્રમી નળ રાજાએ પુષ્કરને હરાવ્યો. રાજ્ય ભંડાર તથા રત્નના સર્વે ખજાના સહિત, તેમજ પુષ્કરની જીંદગી સહિત, નળરાજાએ પુષ્કર ઉપર સંપુર્ણ પણે વિજય મેળવ્યો. પુષ્કર ઉપર સંપુર્ણ જીત મેળવીને, નળરાજા હસીને કહેવા લાગ્યા કે—આ આખા રાજ્યનો સ્વામી હે. પુષ્કર, હવે હું બન્યો છું હે નીચ રાજા, હવે તું વૈદર્ભી સામું જોવાને પણ શક્તિમાન નથી. તું તારા પરિવાર સહિત તે દેવી દમયંતીનો ગુલામ બન્યો છે. પ્રથમ મેં હાર ખાધી હતી, તે તારા પરાક્રમથી નહિ. એ કામ તારૂ પોતાનું નહોતું; હે મુર્ખ તું જાણુતો નથી કે એ બધા પ્રપંચનો કરનાર કલિ હતો. બીજાએ કરેલા દોષની શિક્ષા હું તને કરતો નથી. (અર્થાત્ કલિએ ભૂલ કરી છે. તેનો દોષ તને દેવો જોઈએ નહિ.) તારી ઈચ્છા મુજબ તું સુખથી રહેજે હું તને જીવિતદાન આપુ છું (દાવની શરત મુજબ તારી જીંદગી

મારા હવાલે છે તને મારવો યા જીવતો રાખવો એ મારી સત્તાની વાત છે.) તને રાજ્યમાંથી ભાગ પણ હું આપુ છું. તેમજ જરૂરી વસ્તુ અને સામગ્રી સર્વે તને મળશે. હે ભાઇ હું મારો સ્નેહ તારા ઉપર, પ્રથમના જેવોજ રાખીશ (અર્થાત્ તારે મનમાં કાંઈપણ ઓછું લાવવું નહિ.) સગાં ભાઇ તરીકેનો મારો તારા ઉપરનો સ્નેહ કદી પણ ઓછો કે કમી થશે નહિ. મારા સ્નેહમાં જરી પણ કચાશ રાખીશ નહિ. સંપુર્ણ સ્નેહી ભાઈ તરીકેજ તારી સાથે વર્તીશ; તું સો વરસનો થજે.

સત્યવાદી પરાક્રમી નળ રાજાએ પોતાના ભાઈ (પુષ્કરને ઉપર પ્રમાણે શાંતિનાં વચનો કહી તેમજ તેને વારંવાર ભેટીને પછીથી, તેના ગામ જવાને માટે તેને રજા આપી પુષ્કરે પણ નળરાજાની ઉદારતા જોઈને, તેણે તે પુણ્યશ્લોક નળરાજાને નમસ્કાર કરી, બે હાથ જોડી આ પ્રમાણે કહેવા લાગ્યો—

પુષ્કર કહે છે—જેણે મને જીવન તેમજ રહેવાનું સ્થાન, અને સઘળા પ્રકારની સમૃદ્ધિ આપી છે એવા હે પુણ્યશ્લોક નળરાજા? તમારી કિર્તિ અમર રહેશે તમે દશ હજાર વર્ષો સુધી જીવો. મેં તમારા ઉપર અપકાર કર્યો છે. તમારૂં રાજ્ય લઈ લીધુ; તમને અનેક પ્રકારના દુઃખો (રાજ્યના જવાથી) પડયા છતાં, તેવા અપકાર કરનાર ઉપર, તમોએ તમારી ઉદારતાજ બતાવી બક્ષીસો આપીનેજ, મારા કર્મ સામુ નહિ જોતાં, સઘળું તમોએ દાનમાંજ આપી મને સઘળે પ્રકારે સુખી કર્યો છે. આવા

ઉદાર આત્મા વાળા હે પુણ્યશાળી રાજા ! તમારા સિવાય આવી ઉદારતા કોણ બતાવી શકે ? શિક્ષાને પાત્ર હું હતો, તેને શિક્ષા નહિ કરતાં તમારી ઉદારતાથી તમે મને તમારો ગુલામ બનાવ્યો છે. હું તમારો ભકત છું. દાસ છું. અને તમારા જેવા પુણ્યશ્લોક રાજાઓજ ઉદારતાથી ગમે તેવા દુશ્મનને પણ જીતી લે છે. પરમેશ્વરની વિભૂતિયો જ ઉદાર હોય છે. તેઓજ લોકોના ઉપર ઉપકાર કરવાની વૃત્તિવાળા હોય છે. **સજ્જન પુરૂષોજ પારકાનું ભલું કરે છે.** એવા હે સજ્જન રાજા ! નરોમાં શ્રેષ્ઠ ! તમારા જેવા રાજાઓજ આ દુનિયા ઉપર પોતે દુઃખ ભોગવીને દુનિયાને અને જગત ભરને પોતાના ચારિત્ર્યથી બતાવી શકે છે કે, **સજ્જનો પોતાના ધર્મને સુખમાં કે કે દુઃખમાં છોડતાં નથી. સજ્જનો સંપત્તિમાં અને વિપત્તિમાં સમાન રહે છે.** એ પ્રમાણે પવિત્ર નળરાજાના ગુણની વારંવાર પ્રશંશા કરતો નળરાજાની સાથે એક મહિનો રહી પછી પોતાના રાજ્યમાં પોતાના પરિવાર તથા લશ્કર સહિત ગયો. નળરાજાએ પુષ્કરને રાજ્ય ગાદી ઉપર બેસાડીને તેને સર્વ પ્રકારે સુખી કરી પોતાની રાજધાનીમાં આવ્યા. પછી પોતાની પ્રજાના માણસોને મળ્યા. નિષધ દેશના તમામ મનુષ્યો, નળરાજાને પોતાના રાજા તરીકે મેળવી, આનંદમાં આવી ગયા, અને કહેવા લાગ્યા કે, ઇદ્રને મેળવવાથી સ્વર્ગના દેવોને જેટલો આનંદ મળે તેવોજ, બલકે તેથી પણ અધિક, આનંદ આજે અમારા પુણ્યશ્લોક નળરાજા મળવાથી, અમને થયો છે. હવે અમારો ખરો રાજા આવ્યો છે. તેથી અમે હવે

સર્વ વાતે સુખી થયા છીએ. આ પ્રમાણે નળરાજાએ પોતાની અસલ રાજગાદી સંભાળી લીધી. તેમજ પ્રજાને સુખી કરી.

## Stanza 39.

सांत्वितो नैषधेनैवं पुष्करः प्रत्युवाचतम् ।
पुण्य श्लोकं तदा राजन्नभिवाद्य कृतांजलिः ॥२७॥
कीर्तिरस्तु तवाक्षय्या जीव वर्षायुतं सुखी ।
योमे वितरसि प्राणानधिष्ठानं च पार्थिव ॥२८॥
प्रशांते तुपुरेहृष्टे संप्रवृत्ते महोत्सवे ।
महत्या सेनया राजा दमयंतीमुपानयत् ॥१॥
दमयंतीमपि पिता सत्कृत्य परवीरहा ।
प्रास्थापयदमेयात्मा भीमो भीमपराक्रमः ॥२॥
आगतायां तु वैदर्भ्यां सपुत्रायां नलो नृपः ।
वर्तयामास मुदितो देवराडिवनन्दने ॥३॥
ततो प्रकाशितां यातो जम्बूद्वीपेरराज सः ।
पुन शशासतद्राज्यं प्रत्याहृत्यमहायशाः ॥४॥
ईजे च विविधैर्यज्ञै र्विधिवद्याप्त दक्षिणैः ।
तथा त्वमपि राजेन्द्र ससुहृद्वक्ष्यसेऽचिरात् ॥५॥
दुःखमेतादृशं प्राप्तो नलःपरपुरंजयः ।
देवनेन नरश्रेष्ठ सभार्यो भरतर्षभ ॥६॥
एकाकिनैवसुमहन्नलेन पृथिवीपते ।
दुःखमासादितं घोरं प्राप्तश्चाभ्युदयः पुनः ॥७॥

अस्थिरत्वं च संचिंत्य पुरुषार्थस्य नित्यदा ।
तस्योदये व्यये चापि न चिन्तयितुमर्हसि ॥१२॥
विषमावस्थिते दैवे पौरुषेऽफलतांगते ।
विषादयंति नात्मानं सत्त्वापाश्रयिणोनराः ॥१४॥

નળરાજાની રાજધાનીમાં હંમેશાં મહાન ઉત્સવો થવા લાગ્યા. પ્રજાના માણુસો આનંદમાં આવી સર્વ પ્રકારની ચિંતાઓ જેની દુર થઈ છે એવા નળરાજાના સઘળા નાગરિક જનો સર્વ પ્રકારે સુખ શાંતિ ભોગવવા લાગ્યા. નળરાજા દમયંતીને પોતાના નગરમાં મહાન સેના સહિત તેડી લાવ્યા. વિદર્ભ રાજે પોતાની પ્રાણુ સમાન પ્રિય પુત્રી દેવી દમયંતીનો યોગ્ય સત્કાર કરી યથા યોગ્ય વિદાયગીરી આપીને પ્રેમપુર્વક નિષધ દેશમાં જવાને રજા આપી. પુત્રો સહિત દેવી દમયંતી આવી પહોચ્યાં. સ્વર્ગનું સુખ, ઈંદ્રરાજા ઈંદ્રાણી સહિત જેમ ભોગવે છે, તેવીજ રીતે નળરાજા દમયંતી સહિત, સુખ ભોગવવા લાગ્યા. મહાન યશસ્વી પવિત્ર કીર્તિવાળા તે નળરાજા, પોતાનું ગએલું રાજ્ય મેળવીને, જમ્બુદ્વીપમાં સર્વ રાજાઓ કરતાં વધારે કીર્તિવાળો અને પ્રખ્યાત પ્રતાપી થયો. પોતાનું રાજ્ય સારી રીતે ચલાવવા લાગ્યો. તેણે ઘણાં યજ્ઞો કર્યાં. દાન પણ પુષ્કળ કર્યાં. દક્ષિણાઓ અનેક પ્રકારે આપી એ પ્રમાણે નળરાજાએ દમયંતીની સાથે દુનિયાના સઘળાં સુખો મન ગમતાં ભોગવ્યા. (અને સ્વર્ગના સુખો જેમ ઈંદ્ર ભોગવે છે. એવીજ રીતે) ભોગવ્યાં. આ દુનિયામાં પતિ અને પત્ની એકજ છે. સ્વરૂપે આકારમાં જુદા છે. પણ બંને

ભાવમાં એકજ છે એમ અનન્ય સ્નેહ પરસ્પર બતાવી કલિનો પરાજય કરનાર આ દિવ્ય પ્રેમની સાક્ષાત મૂર્તિઓ જગતમાં પોતાની અમર નામના કરીને સંસારનું સુખ ભોગવીને ઉત્તમ ગતિને પામ્યા છે. એ પ્રમાણે બૃહદશ્વ રૂષિએ યુધિષ્ઠિર રાજાને નળ રાજાનું આખ્યાન કહી સંભળાવી રૂષિ યુધિષ્ઠિરને કહે છેઃ–

બૃહદશ્વ રૂષિ યુધિષ્ઠિર રાજાને કહે છે કેઃ–હે રાજન્ તમને પણ (નળરાજાની માફક) તમારૂં ગએલું રાજ્ય, તેમજ મિત્રો પુન (ફરી) પ્રાપ્ત થશે. તેમજ તમો પણ (સત્યવાદી નળરાજાની માફક) ઘણા યજ્ઞો કરીને, દેવોનું પુજન સારી રીતે કરશો. હે ભરત કુળના રાજાઓમાં ઉત્તમ રાજા! નળરાજાને આવું દુઃખ (ઉપર મુજબનું) પડયું. તે તેમણે પોતે એકલાએ ભોગવ્યું. પત્ની સહિત તેમણે સર્વ દુઃખ, બન્ધુ વગરના તે રાજાએ (જેની સાથે એક ભાઈ પણ પોતાનો નહોતો. એવા એકલાએ નિસહાય થઈને) ભોગવ્યું. શાંતિથી સહન કર્યું. પછી તેણે સઘળી સંપત્તિ મેળવી તો તમે તો હે રાજા ભ્રાતૃ સહિત છો. તેમજ સતી દ્રૌપદી પણ વનમાં સાથેજ છે, તો તમારે શોકનું કાંઈ પણ કારણ નથી. તેમજ નિરાશામાં ડુબવાનું નથી. તમે તમારા ધર્મમાં પરાયણ થઈ હમેશાં ધર્મનુંજ ચિંતન કરો છો; અને વિદ્વાન બ્રાહ્મણોના સમાગમનો લાભ પણ તમે મેળવો છો; માટે હે રાજા તમે ભાગ્યશાળી છો. શોક કરવાને માટે તમે યોગ્ય નથી. મહાન ધીર પુરૂષો સંકટ સમયે ચિંતા કરતા નથી, પણ ધીરજને ધારણ કરે છે.

ધીરજથી દુઃખને સહન કરે છે. તમે ધીર પુરૂષ છો; માટે તમારા જેવાએ સુખ અને દુઃખ સમાન ગણવા જોઇએ. કર્કોટક નાગની કથા તેમજ રાજર્ષિ ઋતુપર્ણની કથા તથા નળ દમયંતીની આ પવિત્ર કથા સાંભળવાથી કલિનો નાશ થાય છે. અર્થાત્ કલિની હાર થાય છે કલિ ત્યાં રહી શકતો નથી. સૂર્યના આગમનથી જેમ અંધકાર નાસી જાય છે. તેમ નળરાજાના નામના કીર્તનથી કલિ (યાને કલેશ) ભાગી જાય છે. નળરાજાનું આ પવિત્ર ચરિત્ર સાંભળવાથી દુઃખી મનુષ્યો પોતાનું દુઃખ ઓછું કરી શકે છે. કલેશથી બચે છે. કલિના પ્રપંચથી બચે છે. ધીરજ આવે છે. દિલાસો મળે છે.

મનુષ્યનો ઉદ્યમ સફળ ન થાય ત્યારે, દૈવ પ્રતિકૂળ છે. એમ સમજવું. **મનુષ્ય પ્રયત્ન કરતાં દૈવની સત્તા અધિક છે.** તેવા સંકટ સમયમાં (જ્યારે મનુષ્ય પોતાના ઇચ્છા મુજબ અગર પ્રયત્ન છતાં ધાર્યું ફળ ન મેળવી શકે ત્યારે) ધીર સત્યવાદી જીતેંદ્રિય પુરૂષો નાસીપાસ થતાં નથી. ચિંતા અગર શોક કરતાં નથી. કર્તવ્ય પરાયણ રહી ધર્મને વળગી રહી, હીંમતને ધારણ કરી, સંતોના માર્ગે અનુસરી, સુખ અને દુઃખમાં, સમાન વૃત્તિ રાખે છે. આ પ્રમાણે નળરાજાનું પવિત્ર આખ્યાન કહી તે મહાન ઋષિએ યુધિષ્ઠિર રાજાને અક્ષવિદ્યાનું રહસ્ય સમજાવી પોતે (તે ઋષિમુની) વિદાય થયા.

**अस्थिरत्वं च संचिन्त्य, पुरुषार्थस्य नित्यदा ।**
**तस्योदये व्यये चापि, नचिन्तयितुमर्हसि ॥**

व्यसने त्वं माहाराज, न विषीदितुमर्हसि ।
विषमावस्थिते दैवे, पौरुषेऽफलतां गते ।
विषादयन्तिनात्मानं, सत्त्वापाश्रयिणोनराः ॥

Human is Human. Divine is Divine. Divine is always superior to Human. *A man is a creature of circumstances. Success of human effort is always uncertain.*

*A wise man is he, who is equal minded even in pain and prosperity. A wise man is never disheartened. No man should yield to despair.* उद्धरेदात्मनात्मानं, नात्मानमवसादयेत् (ભગવદ્ ગીતા અધ્યાય. ૬ શ્લોક ૫).

વિવેકી મનુષ્યો પોતાની વિવેક બુદ્ધિને વાપરી સત્ વસ્તુને ગ્રહણ કરે છે અને અસત્ વસ્તુનો ત્યાગ કરે છે. મહાન પુરૂષોના જીવન ચરિત્રો સન્માર્ગે તથા કર્તવ્યના પંથે જવાનો આદેશ આપે છે. સર્વે મનુષ્યો આવાજ (પવિત્ર ચરિત્રો) (અનેક પ્રકારના) સાહિત્યને વાંચી વંચાવી સુખી થાય. એવી યાચના સાથે પ્રભુને પ્રણામ કરી આ ગ્રંથ સમાપ્ત કરૂ છું. श्री कृष्ण शरणं मम ॥

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

# યમ સાવિત્રી સંવાદ

सावित्री–दैवतं त्वामभिजानामि, वपुरे तध्येमानुषम् ।
कामया ब्रूहिदेवेश, कस्त्वं किं च चिकीर्षसि ॥१॥

સાવિત્રી—સાવિત્રી યમરાજાને આવેલા જોઇને કહે છે.

સાવિત્રી કહે છેઃ-હું આપને દેવ માનું છું (કારણકે) આ શરીર એ મનુષ્ય શરીર નથી. (અર્થાત્ દિવ્ય શરીરની આકૃતિજ કહી આપે છે કે આપ દેવ છો. માણસ નથી.) મહેરબાની કરી મને જણાવો કે આપ કોણ છો? અને આપ શા માટે આવ્યા છો?

यम–पतिव्रतासि सावित्रि, तथैव च तपोन्विता ।
अतस्त्वामभिभाषामि, विद्धिमांत्वं शुभेयमम् ॥२॥
अयं ते सत्यवान्भर्ता, क्षीणायुःपार्थिवात्मजः ।
नेष्यामि तमहंबद्धूध्वा, विध्येन्मे चिकीर्षितम् ॥३॥

યમરાજા કહે છેઃ—હે સાવિત્રિ! તું પતિવ્રતા તથા તપસ્વી છે, તેથીજ તારી સાથે હું બોલું છું (બીજા અન્ય મનુષ્યો મને જોઇ પણ શકે નહિ, તેમ બોલી પણ શકે નહિ.) અને જણાવું છું કે હું યમ રાજા છું. તેમજ આ તારો પતિ સત્યવાન, જે રાજપુત્ર છે, તેનું આયુષ્ય પુરૂં થઇ ગયું છે, તેને બાંધીને હું લઇ જઇશ. આ કામ માટે હું આવ્યો છું.

सावित्री-श्रूयते भगवन्दूता, स्तवागच्छन्ति मानवान् ।
नेतुं किल भवान् कस्मा, दागतोसि स्त्वयं प्रभो ॥४॥

સાવિત્રી—મારા સાંભળવા પ્રમાણે તો મનુષ્યને લેવાને માટે તમારા દૂતો (માણસો) આવે છે, તો હે પ્રભુ, તમે પોતે (સ્વયં) કેમ આવ્યા છો? (તમારા યમદૂતો આવવા જોઇએ તેને બદલે, તમે પોતે કેમ પધાર્યા છો એમ સાવિત્રી યમરાજાને પુછે છે.)

इत्युक्तः पितृराजस्तां, भगवान्स्वचिकीर्षितम् ।
यथावत्सर्वमाख्यातुं, तत्प्रियार्थंप्रचक्रमे ॥५॥

માર્કંણ્ડેય રૃષિ યુધિષ્ઠિરને કહે છે કે ઉપર મુજબ સાવિત્રીએ યમ રાજાને કહ્યું, ત્યારે પ્રતાપી યમરાજાએ સાવિત્રીને પોતાની વિગત વિસ્તાર પુર્વંક કહેવા લાગ્યા.

यम-अयं च धर्म संयुक्तो, रूपवान्गुणसागरः ।
नार्होमत्पुरुषैर्नेतु, मतोस्मि स्वयमागतः ॥६॥
ततः सत्यवतः कायात्, पाशबद्धम् वशंगतम् ।
अंगुष्ठमात्रं पुरुषं, निश्चकर्ष यमोबलात् ॥७॥
ततःसमुध्धृतं प्राणं, गतश्वासं हतप्रभम् ।
निर्विचेष्टं शरीरं तद्बभूवाप्रियदर्शनम् ॥८॥
यमस्तु तं ततो बद्ध्वा, प्रयातो दक्षिणामुखः ।
सावित्री चैव दुखार्ता, यममेवान्वगच्छत ॥९॥
नियमव्रतसंसिद्धा, महाभागा पतिव्रता ॥

યમરાજા કહે છે—આ (સત્યવાન) ધર્મંજ્ઞ છે, રૂપ તથા ગુણનો સાગર છે. આવા (પવિત્ર રાજપુત્ર) પુરૂષને

લેવા માટે મારા દૂતો લાયક નથી. તેથીજ આ સદ્ગુણી પવિત્ર પુરૂષને લેવા માટે, હું પોતેજ ( સ્વયં ) આવ્યો છું. ( એમ કહીને ) યમરાજાએ સત્યવાનના શરીરમાંથી અંગુઠા જેવડા પુરૂષને જોરથી બહાર કાઢીને, પોતાની પાશમાં બાંધી લીધો. સત્યવાનના શરીરમાંથી આ પ્રમાણે પ્રાણ ગયા. શરીરમાંથી શ્વાસ બંધ થવાથી, કાંતિ પણ જતી રહી અને શરીર જડ બની ગયું. ( અર્થાત્ ચેતન શક્તિ જવાથી ચેતન રહિત બન્યું. ) સત્યવાનના જીવને લઇને યમરાજા દક્ષિણ દિશામાં જવા લાગ્યા. પતિવ્રતા અને મહાન ભાગ્યશાળી, તથા પોતાના નિયમ અને વ્રતને સિદ્ધ કરનારી એવી સાવિત્રી, દુઃખથી પીડાતી ( પતિના મૃત્યુને લીધે ) યમરાજાની પાછળ જવા લાગી.

यम—निवर्तगच्छ सावित्रि, कुरुष्वास्यौर्ध्वदैहिकम् ।
कृतंभर्तुस्त्वयाऽऽनृण्यं, यावद्गम्यंगतस्त्वया ॥१०॥

યમ રાજા કહે છેઃ—હે સાવિત્રી ! તું પાછી ફર. પતિની પાછળ ઉત્તરક્રિયા કર. તારો, તારા પતિની સાથેનો રૂણાનુંબંધ, પુરો થયો છે. મનુષ્યો આવી શકે ત્યાં સુધી તું આવી છે. ( અર્થાત્ હવે વધારે આગળ જવું એ મનુષ્યના અધિકાર બહારની વસ્તુ છે. મનુષ્યને આવવાની હદ પુરી થઇ. માટે વધારે આગળ આવી શકાશે નહિ. એમ યમરાજા સાવિત્રીને કહે છે )

सावित्री—यत्रमे नीयते भर्ता, स्वयं वा यत्र गच्छति ।
मया च तत्र गंतव्य, मेष धर्मः सनातनः ॥११॥

तपसा गुरु भक्त्या च, भर्तुःस्नेहाद् व्रतेनच ।
तव चैव प्रसादेन, नमे प्रतिहतागतिः ॥१२॥
प्राहुःसाप्तपदं मैत्रं, बुधा स्तत्वार्थदर्शिनः ।
मित्रतां च पुरस्कृत्य, किंचिद्वक्ष्यामितच्छृणु ॥१३॥
नानात्मवंत स्तुवने चरन्ति, धर्मं च वासं च प्रतिश्रयं च ।
विज्ञानतो धर्ममुदाहरन्ति, तस्मात् संतो धर्ममाहुःप्रधानम् ॥१४॥
एकस्य धर्मेण सतांमतेन, सर्वेस्म तं मार्ग मनुप्रपन्नाः ।
मावै द्वितीयं मातृतीयं च वांछेत् , तस्मात् संतो धर्मं माहुः
प्रधानम् ॥१५॥

સાવિત્રી જવાબ આપે છે અને કહે છેઃ—મારા પતિને જ્યાં લઈ જવામાં આવે છે, અગર તે પોતે પોતાની મેળે જ્યાં જાય છે, ત્યાં મારે જવુંજ જોઇએ. આ સનાતન ધર્મ છે. ( વળી મારાથી વધારે આગળ આવી શકાય નહિ. અધિકાર નથી. એના જુવાબમાં કહે છે. ) મારા તપને લીધે, ગુરૂભક્તિને લીધે, મારા પતિવ્રતાના, પતિ ઉપરના પવિત્ર પ્રેમને લીધે, વ્રતને લીધે, ( ત્રણુ દિવસના વ્રતના પ્રભાવથી ) તેમજ તમારી કૃપા વડે, મારી ગતિ રોકાય તેમ નથી. તત્વદર્શિ વિજ્ઞાનીઓ કહે છે કે સાત પગલા સાથે ચાલવાથી મૈત્રીનો હક પ્રાપ્ત થાય છે. (વિજ્ઞાની ડાહ્યા પુરૂષોનો મત સર્વ વસ્તુમાં પ્રમાણુરૂપ ગણુાય છે. એમાં શંકાજ નથી. ) માટે મિત્રતાનો હક ધરાવીને કહું છું તે તમે ( હવે મિત્ર ભાવે ) સાંભળો.

અનેક પ્રકારના મનુષ્યો આ જગતમાં પોતાનું જીવન જુદી જુદી રીતે પસાર કરે છે; તેમાં મુખ્ય ચાર

પ્રથા છે. (૧) કુમાર અવસ્થામાં બાલ્યાવસ્થામાં બ્રહ્મચર્ય રાખી અભ્યાસ કરવો. તે ( વિદ્યાર્થી જીવન ). (૨) ભણી રહ્યા પછી સંસારમાં રહી લગ્ન કરી પતિ–પત્નિ તરીકે દંપતી જીવન યાને ગ્રહસ્થાશ્રમ. (૩) વાનપ્રસ્થ (૪) સંન્યાસ. આ પ્રમાણે જીવનના ચાર પ્રકાર છે. બુદ્ધિપુર્વક **આચરેલા સદાચારને જ ધર્મ કહેવામાં આવે છે. સંતો તેજ (સદાચારનેજ) ધર્મને, સર્વોપરિ શ્રેષ્ઠ માને છે.**
આચરેલા સદાચારને જ ધર્મ કહેવામાં આવે છે. સંતો તેજ ( સદાચારનેજ ) ધર્મને, સર્વોપરિ શ્રેષ્ઠ માને છે.
તેમજ આ જગતમાં મનુષ્યના પુરૂષાર્થ ચાર કહેલા છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. તેમાં પ્રથમ પુરૂષાર્થ, ધર્મ છે. ધર્મથીજ, અર્થ અને કામની સિદ્ધિ થાય છે. તેવાજ ધર્મને શ્રેષ્ઠ માની, અર્થ અને કામ એવા બીજા અને ત્રીજા પુરૂષાર્થ માટે પ્રયત્ન નહી કરતાં, સજ્જન પુરૂષો ધર્મનુંજ સેવન કરે છે. અને તેથી જ સર્વે પુરૂષાર્થો ( ચારે પુરૂષાર્થ ધર્મમાં સમાઇ જાય છે ) જેનાથી સિદ્ધ થાય છે, તેજ ધર્મને, સંતો ખરો સાચો સનાતન ધર્મ કહે છે. (સાવિત્રી યમરાજાને કહે છે કે બુદ્ધિપુર્વક અમો બંને દંપતીએ આચરેલા ગ્રહસ્થાશ્રમનો મારા પતિ સત્યવાનને લઈ જવાથી નાશ થશે. માટે તમારા જેવા સંતો કદી ધર્મનો નાશ કરે જ નહિ. એમ કહેવાનો આશય છે. )

यम-निवर्त तुष्टोस्मि तवानयागिरा, स्वराक्षर व्यंजन हेतु युक्तया।
वरं वृणीष्वेह विनास्य जीवितं, ददामि ते सर्वमनन्दिते वरम्॥ १६॥

યમરાજા કહે છે—સ્વર અને વ્યંજનની સારી ગોઠવણી કરીને બોલાયેલી, આ તારી વાણી સાંભળી, મને

ઘણોજ સંતોષ થયો છે. હું પ્રસન્ન થયો છું; માટે હે પ્રશંસાપાત્ર સાવિત્રી? સત્યવાનના જીવન સિવાય તારી ઈચ્છામાં આવે. તે વરદાન માગ, હું તે સર્વ આપીશ (સત્યવાનના જીવન સિવાય).

सा०—च्युतःस्वराज्याद्‌ वनवासमाश्रितो, विनष्टचक्षुः श्वशुरो ममाश्रमे ।
सलब्धचक्षु र्बलवान भवेन्नृप, स्तव प्रसादाज्ज्वलनार्कसंनिभः॥१७

સાવિત્રી—મારા સસરા જેમનું રાજ્ય ગએલું છે, અને જે વનમાં રહે છે, તેમની આંખો ગએલી છે. (અર્થાત્‌ આંધળા છે) તેઓ તેમની આંખો પાછી મેળવે અર્થાત્‌ તમારી કૃપા વડે તેઓ સૂર્ય સમાન બળવાન તેમજ આંખે દેખતા થાય.

यम-ददामि तेहं तमनन्दिते वरं, यथात्वयोक्तं भविता चतत्तथा ।
तवाध्वनाग्लानिमिवो पलक्षये, निवर्त गच्छस्व न-ते श्रमो भवेत्‌ ॥१८

યમરાજા કહે છે—તારા કહ્યા મુજબ (તારા સસરા દેખતા થશે તેમજ બળવાન સૂર્ય સમાન તેજસ્વી) થશે. એવું હું તને વરદાન આપું છું. હે પવિત્ર પતિવ્રતા? રસ્તે ચાલતા તને થાક લાગ્યો છે એમ હું માનું છું માટે વધારે શ્રમ પડે નહિ તેથી હવે તું પાછી જા.

सा०—श्रमःकुतो भर्तृसमीपतो हिमे, यतोहि भर्तामम सागतिर्ध्रुवा ।
यतःपतिंनेष्यसितत्रमे गतिः, सुरेश भूयश्च वचो निबोधमे॥१९॥
सतांसकृत्संगतमीप्सितं परं, ततःपरं मित्रमिति प्रचक्षते ।
नचाफलं सत्पुरुषेण संगतं, ततःसतां संनिवसेत्समागमे ॥२०॥

સાવિત્રી—મારા પતિની સમીપમાં શ્રમ કેવો? જ્યાં મારા પતિ છે ત્યાંજ મારી ગતી ચોક્કસ છે જ્યાં મારા પતિને તમે લઇ જશો, ત્યાં મારે જવુંજ જોઇએ. હે દેવોમાં ઉત્તમ (યમરાજા) હું ફરી તમને કહું છું, તે સાંભળવા કૃપા કરો.

સજ્જન પુરૂષની સોબત એકવાર પણ જો થાય, તો તે ઘણીજ સરસ વસ્તુ ગણાય. (પરમ ભાગ્ય હોય તોજ સંત પુરૂષનો સમાગમ થાય) અને તેવા સજ્જન પુરૂષની મિત્રતા થાય, તે વળી તેનાથી પણ વધારે ભાગ્યની વાત ગણાય. સંત પુરૂષનો સમાગમ કદી નિષ્ફળ જતોજ નથી માટે સત્સમાગમ હમેશાં કરવોજ જોઇએ (સાવિત્રી કહે છે કે હે યમરાજા તમારા જેવા સંત મહાત્માનો મેળાપ થયો, અને વળી મારે તો તમારી સાથે મિત્રતા થઇ, તો હવે મારા ભાગ્ય ઉઘડીજ ગયા એમ મારે માનવુંજ જોઇએ).

यम–मनोनुकूलं बुधबुद्धिवर्धनं, त्वयायदुक्तं वचनं हिताश्रयम् ।
विनापुनः सत्यवतोस्य जीवितं, वरं द्वितीयं वरयस्व भाविनि ॥२१

યમરાજા કહે છે—વિદ્વાનોના જ્ઞાનમાં વૃદ્ધિ કરનારા આ તારા બોલાયેલા વચનો સાંભળી મારૂં મન પ્રસન્ન થાય છે (સંતોના ધર્મને સમજાવનારી આ વાણી મને પ્રિય લાગે છે) તેથી હે ઉત્તમ પતિવ્રતા તું સત્યવાનના જીવન સિવાય, બીજુ વરદાન માગી લે.

सा०-हृतंपुरामेश्वशुरस्य धीमतः, स्वमेवराज्यं लभतां सपार्थिवः।
जह्यात्स्वधर्मान्नचमे गुरुर्यथा, द्वितीयमे तद्वरयामिते वरम् ॥ २२

સાવિત્રી કહે છે—મારા બુદ્ધિમાન સસરાએ પ્રથમ

જે પોતાનું રાજ્ય ખોયું છે, તે રાજ્ય તે રાજાને ફરી પાછું મળે અને તે મારા પૂજ્ય સસરા, (પોતાના સ્વધર્મમાંજ પ્રીતિ કરનાર થાય) સ્વધર્મનો કદી પણ ત્યાગ કરે નહિ આ બીજુ વરદાન, હું આપની પાસે માગું છું.

यम-स्वमेवराज्यंप्रतिपत्स्यतेऽचिरान,नचस्वधर्मात्परिहास्यतेनृपः।
कृतेनकामेन मयानृपात्मजे, निवर्त गच्छस्वनते श्रमो भवेत्॥२३॥

યમરાજા કહે છે—થોડાજ વખતમાં તેમને (તમારા સસરાને) ગએલું રાજ્ય, ફરીથી પ્રાપ્ત થશે, તેમજ સ્વધર્મનો કદાપિ ત્યાગ કરશે નહિ, હે રાજપુત્રી! તારી ઇચ્છા મેં પુર્ણ કરી છે માટે હવે તું પાછી જા. ચાલવાની વધુ મહેનત લઇશ નહિ.

सा०-प्रजास्त्वयैता नियमेनसंयता, नियम्यचैतानयसेनिकामया।
ततो यमत्वं तवदेव विश्रुतं, निबोध चेमांगिरमीरितांमया॥२४॥
अद्रोहः सर्वभूतेषु, कर्मणा मनसा गिरा।
अनुग्रहश्च दानं च, सतां धर्मःसनातनः॥२५॥
एवं प्रायश्च लोकोयं, मनुष्याः भक्तिपेशलाः।
संतश्चाप्यमित्रेषु, दयां प्राप्तेषुकुर्वते॥२६॥

સાવિત્રી કહે છે—આ મૃત્યુલોકના તમામ પ્રાણીઓને તમે તમારી સત્તા અને પ્રભાવથી, તેમના કર્મ પ્રમાણે ફલ ભોગવાવો છો આ પ્રમાણે તમે આ દુનિયા ઉપર તમારી સત્તાથી તમામ પ્રાણીઓને વશ રાખવા, તમે સમર્થ છો તેથી જ તમોને યમ (પોતાની સત્તાથી કબજે રાખનાર) એવા નામથી ઓળખવામાં આવે છે. હે સર્વ સત્તાધીશ દેવ તમો મારી વાણી સાંભળવા યોગ્ય છો માટે સાંભળો.

સર્વ પ્રાણી માત્રનો મન વાણી તથા કર્મથી, કદાપિ દ્રોહ, સજ્જનો કરેજ નહિ. **સંતોનો આ સત્ય ધર્મ છે.** (સંતો કદાપિ કોઇ પણ પ્રાણીનો મન વાણી અને કર્મ વડે દ્રોહ કરતાજ નથી. **તેઓજ ખરા સંત છે.**) સંતો દયાળુ હોય છે, તેમજ સંતો પોતાની સમૃદ્ધિ પારકાને માટે પરોપકાર અર્થેજ વાપરે છે. સંતોનો આ ધર્મજ સનાતન છે **આનુ નામજ સનાતન ધર્મ. આ પ્રમાણે આચારમાં મુકનાર સંતોજ સનાતન ધર્મના રહસ્યને જાણે છે.** આ મૃત્યુ લોકમાં સર્વ પ્રાણીઓ મરણ ધર્મને અર્થાત્ મૃત્યુ પામે છે. અને મનુષ્યો સઘળા વિદ્વાન જ્ઞાની અને ભક્ત હોતા નથી. મૃત્યુ લોકના મનુષ્યો હમેશાં ભુલ કરનાર છે. પણ સંત પુરૂષો તો શરણે આવેલા અજાણ્યા અક્કલહીન મનુષ્ય ઉપર પણ દયા કરે છે. તેને સન્માર્ગે દોરે છે. અને પોતાના સમાગમનો લાભ આપી તેને સુખી કરે છે. સંતોનો આ નિયમ અને ધર્મ છે. તો પછી સંતો પોતાના મિત્રને તો લાભ આપેજ, એમાં કાંઇ નવાઈ નથી. (અથોત્ મને તમારા મિત્રને તમારાથી અવશ્ય લાભ થવાનોજ છે એમ સાવિત્રી યમરાજાને સુચન કરે છે.)

**यम-पिपासितस्येवभवेद् यथापय, स्तथात्वयावाक्यमिदं समीरितम्।**
**विनापुनःसत्यवतोस्य जीवितं वरं वृणीष्व शुभेयदिच्छसि ॥२७**

યમરાજા કહે છે—તૃષાતુર તરસ્યાને પાણી મળવાથી જેટલો આનંદ થાય તેટલોજ આનંદ તારૂ વાકય સાંભળીને મને થયો છે (અર્થાત અમૃત તુલ્ય વાણી સાંભળી હું પ્રસન્ન થયો છું). માટે હે સુંદર પવિત્ર રાજપુત્રી ! સત્યવા-

નના જીવન સિવાય, તારી ઇચ્છામાં આવે તેવું વરદાન તું મારી પાસેથી માગી લે.

**सा-ममानपत्यःपृथिवीपतिःपिता, भवेत् पितुःपुत्रशतं तथौरसम् ।**
**कुलस्य संतानकरंचयद्‌भवेत्, तृतीयमेतद्‌वरयामिते वरम् ॥२८॥**

સાવિત્રી કહે છે—મારા પિતા પૃથ્વીપતિ રાજા છે પણ તેમને એક પણ પુત્ર નથી તેમને પોતાના વીર્યથી સો પુત્ર થાય, અને તેઓ વંશની વૃદ્ધિ કરનારા થાય, એવું ત્રીજું વરદાન હું તમારી પાસે માગું છું.

**यम—कुलस्यसंतानकरं सुवर्चसं, शतं सुतानां पितुरस्तुतेशुभे ।**
**कृतेनकामेननराधिपात्मजे, निवर्तदूरं हि पथस्त्वमागता ॥२९॥**

યમરાજા કહે છે—તારા પિતાના વંશની વૃદ્ધિ કરે એવા, સો પ્રતાપી પુત્રો તારા પિતાને થશે. હે રાજપુત્રી હવે તારી ઇચ્છા મનોકામના પુરી થઇ છે. તું રોકાઇ જા; અને હવે અહિંથી પાછી જા. તું બહુ દુર આવી છે.

**सा०—नदूरमेतन्मम भर्तृसंनिधौ, मनोहिमेदूरतरं प्रधावति ।**
**अथव्रजन्नेवगिरंसमुद्यतां, मयोच्यमाना शृणुभूयएवच ॥३०॥**

સાવિત્રી કહે છે—મારા પતિની સમીપમાં હું છું તે દૂર કહેવાય જ નહિ; મારૂં મન તો આથી પણ વધારે દૂર દોડે છે. રસ્તે ચાલતાં (તમારા કાર્યમાં વિઘ્ન નડશે નહિ તમને જતાં રોકતી નથી) મારી, તમને પ્રિય લાગે તેવી સુંદર વાણી, હું તમને કહું છું તે તમે ફરીને સાંભળો. (મારી વાણી સાંભળતાં તમને કંટાળો આવશે નહિ તેમજ તમારા કાર્યને પણ ખલેલ પહોંચશે નહિ અને મારી વાણીથી તમને આનંદ થશે.)

विवस्वतस्त्वं तनयः प्रतापवान्, ततोहि वैवस्वतउच्यसे बुधैः ।
समेन धर्मेण चरंजिताःप्रजा, स्ततस्तवेहेश्वर धर्मराजता ॥३१॥

તમે સૂર્ય નારાયણના પ્રતાપી પુત્ર છો, તેથીજ તમને પંડીતો અને વિદ્વાનો વૈવસ્વત્ (વિવસ્વાનના (સૂર્યના) પુત્ર તે વૈવસ્વત્) કહે છે. આ સઘળી પ્રજાને તમે સમાનવૃત્તિથી (ભેદ-ભાવ-રહિત) પ્રસન્ન રાખો છો, તેથીજ તમને ધર્મ-રાજા કહેવામાં આવે છે.

आत्मन्यपि न विश्वास, स्तथाभवति सत्सुयः ।
तस्मात् सत्सु विशेषेण, सर्वःप्रणयमृच्छति ॥३२॥
सौहृदात्सर्वभूतानां, विश्वासो नाम जायते ।
तस्मासत्सु विशेषेण, विश्वासंकुरुतेजनः ॥३३॥

કોઇ પણ માણસ પોતાના કરતાં પણ, વધારે વિશ્વાસ સત્યવાદી પુરૂષમાં રાખે છે. તેથીજ હરેક પુરૂષ ખાસ કરીને સજ્જનનીજ મિત્રતાની ઇચ્છા રાખે છે. અને સજ્જનનીજ મિત્રતા બાંધે છે. તમામ પ્રાણી માત્રનું ભલું કરવાની શુદ્ધ હ્રુદયની શુદ્ધ ભાવનાજ, સર્વ પ્રાણી માત્રના વિશ્વાસનું કારણ છે આવી શુદ્ધ ભાવનાને વર્તનમાં મુકનારા સંતોનો સર્વ કોઇ વિશ્વાસ રાખે છે (સાવિત્રી યમરાજાને કહે છે સંત પુરૂષમાં વિશ્વાસ રાખીનેજ હું તમારી સાથે આવી છું માટે મારી ઇચ્છા તમારા જેવા સંતે પુરી કરવીજ જોઇએ.

यम-उदाहृतं ते वचनं यदंगने, शुभेनताहृक्त्वहते श्रुतंमया ।
अनेनतुष्टोस्मि विनास्य जीवितं, वरं चतुर्थंवरयस्वगच्छ च॥३४

યમરાજા કહે છે—તારા સિવાય, આવી વાણી મેં બીજા કોઇની પાસેથી, સાંભળી નથી; માટે હે પવિત્ર રાજપુત્રી, હું તારા ઉપર પ્રસન્ન થયો છું માટે સત્યવાનના સિવાય ચોથું વરદાન માગી લે અને પાછી જા.

सा–ममात्मजं सत्यवत स्तथौरसं, भवेदुभ्यामिहयत्कुलोद्भवम् ।
शतंसुतानांबलवीर्यशालिना, मिदं चतुर्थं वरयामि तेवरम् ॥ ३५॥

સાવિત્રી કહે છેઃ—મારા શરીરથી, અને સત્યવાનના વીર્યથી, અમારા બન્ને વડે, કુલની વૃદ્ધિ કરે તેવા બળવાન અને વીર્યવાળા પરાક્રમી સો પુત્રો અમને થાય. આ ચોથું વરદાન હું તમારી પાસે માગું છું.

यम–शतंसुतानांबलवीर्यशालिनां, भविष्यति प्रीतिकरंतवाबले ।
परिश्रमस्तेनभवेन्नृपात्मजे, निवर्त दूरंहिपथस्त्वमागता ॥ ३६॥

યમરાજા કહે છે—હે સાવિત્રી! બળવાન અને પરાક્રમી સો પુત્રો, તને આનંદ આપે એવા, થશે. હે રાજપુત્રી, હવે વધારે મહેનત (શ્રમ) લેવાની જરૂર નથી. તું હવે આવવાનું બંધ કર. અને પાછી જા; કારણ કે તું ઘણીજ દૂર આવી છે. (તેથી તને ઘણોજ થાક લાગ્યો હશે).

सा–सतांसदाशाश्वतधर्मवृत्तिः, संतोनसीदन्तिन च व्यथन्ति ।
सतांसद्भिर्नाफलःसंगमोस्ति, सद्भयो भयंनानुवर्तन्ति संतः ॥

સાવિત્રી કહે છેઃ—સંતો હમેશાં ધર્મમાંજ અચળ અડગ પ્રિતિ રાખે છે. સંતો કદી નિરૂત્સાહી બનતા નથી, તેમજ પોતાના ધર્મનું આચરણ કરવાથી મનને કદી ગ્લાનિ પામવા દેતા નથી. અર્થાત્ હમેશાં સંતો પ્રસન્ન ચિત્તવાળા પ્રસન્નાત્માજ રહે છે. તેજ ખરા સંત છે.

સજ્જનો, સંતોના સહવાસથી, હમેશાં લાભ જ મેળવે છે. **સંતોનો સમાગમ કદી અફળ કે નિષ્ફળ જાય જ નહી.** સંતોને, સંત પુરૂષોના સહવાસથી બીવાનું કે ભય રાખવાનું, કાંઇ પણ કારણ નથી.

**संतोहिसत्येन नयन्ति सूर्यं, संतो भूमिं तपसा धारयन्ति ।**
**संतोगतिर्भूतभव्यस्य राजन्, सतांमध्येनावसीदन्ति संतः ॥३८॥**

સંતોજ પોતાના સત્યથી સૂર્યને ગતિ આપે છે. અને સંતોજ પોતાના તપના પ્રભાવથી જ, પૃથ્વીને ધારણ કરે છે. ભૂત અને ભવિષ્યનો આધાર પણ (હે રાજા યુધિષ્ઠિર) સંતોજ છે. અને તેથીજ સજ્જનો, સંતોના સહવાસથી હમેશાં આનંદી અને પ્રફુલ્લિત રહે છે. કદી નિરાશ અગર બેચેન રહેતા નથી.

**आर्यजुष्टमिदंवृत्त, मिति विज्ञाय शाश्वतम् ।**
**संतःपरार्थं कुर्वाणा, नावेक्षन्ति परस्परम् ॥३९॥**

સારા પવિત્ર સજ્જનોનું આવુંજ પવિત્ર વર્તન સદાને માટે હોય છે. સંતો કોઈ પણ પ્રકારના બદલાની આશા રાખ્યા સિવાય, પરોપકાર પારકાનું ભલુ કરવા સદા, તત્પર રહે છે.

**न च प्रसादःसत्पुरुषेषु मोघो, न चाप्यर्थो नश्यतिनापिमानः ।**
**यस्मादेतन्नियतंसत्सुनित्यं, तस्मात्संतो रक्षितारो भवंति ॥४०**

સંત પુરૂષો પાસેથી હમેશાં સંતોષ (કૃપા) મળે છે. સંતોના સમાગમથી, અર્થની કે માનની હાની કદાપિ થતી નથી. (અર્થાત્ સંતોનો સમાગમ હમેશાં લાભદાયકજ હોય છે. તેવા સહવાસથી કાંઇ ખોવાનું હોતુંજ નથી. અર્થાત

સંતોના સહવાસથી કાંઈ નુકશાન થાય જ નહિ. પણ લાભ જ મળે તેનુંજ નામ સંત સમાગમ.) સંત પુરૂષોનો આ સ્વભાવજ છે (અર્થાત્ પરોપકાર વૃત્તિવાળા પુરૂષોજ સંતના નામને લાયક છે.) તેથી આવા સંત પુરૂષોજ સર્વના રક્ષણ કરનાર બને છે.

**यम–यथा यथा भाषसि धर्मसंहितं, मनोनुकूलं सुपदं महार्थवत्।**
**तथा तथा मेत्वयिभक्तिरुत्तमा, वरं वृणीष्वा प्रतिमं पतिव्रते ॥४१॥**

યમરાજા કહે છે:—મધુરા મીઠા, નિતિથી ભરપુર, તેમજ બુદ્ધિની ખીલવણી કરે તેવા, સત્ય વાકયો જેમ જેમ તું બોલે છે, તેમ તેમ તેવા વાકયો સાંભળી, મને તારા ઉપર ઘણોજ ભાવ ઉત્પન્ન થાય છે. હે પતિવ્રતા સ્ત્રી હવે તું કોઈ સર્વોત્તમ વરદાન માગ.

**सा–न तेऽपवर्गःसुकृताद्विनाकृत, स्तथा यथान्येषु वरेषु मानद।**
**वरं वृणे जीवतु सत्यवानयं, यथा मृताह्येवमहंपतिंविना ॥४२॥**

સાવિત્રી કહે છે—હે માનને આપનાર યમરાજા, આ વખતે વરદાન આપવામાં આપે મને (સત્યવાનના જીવીત વગર) કોઈ પણ જાતનો પ્રતિબંધ મુકયો નથી. પ્રથમના ચાર વરદાનમાં, તમોએ દરેક વરદાન આપતી પ્રતિબંધ રાખ્યો હતો, સત્યવાનના જીવિત સિવાય એવી શરત રાખતા હતા આવી શરત યાને પ્રતિબંધ આ વરદાનમાં નથી). તો હું બીજા વરદાનોમાં આ–વરદાન માગું છું કે આ મારા પતિ સત્યવાન જીવતા થાય, કારણ કે હું પતિ વિના મરેલીજ છું.

न कामये भर्तृविनाकृता सुखं, न कामयेभर्तृविनाकृतादिवम् ।
न कामयेभर्तृविनाकृताश्रियं, न भर्तृहीनाव्यवसामिजीवितुम् ॥४३

પતિ વિનાનું કોઇ પણ સુખ મારે જોઇતું નથી. પતિ વિનાનું સ્વર્ગ પણ, મારે મન નકામું છે. પતિ વગર લક્ષ્મી પણ મારે જોઈતી નથી. પતિ વિના હું જીવવાની ઇચ્છા રાખતી નથી (પતિ એજ મારૂં સુખ એજ મારૂ સ્વર્ગ, એજ મારી લક્ષ્મી, અને એજ મારૂ જીવન પતિ એજ મારૂ સર્વસ્વ છે. એમ સાવિત્રી યમરાજાને કહે છે.

वरातिसर्गः शतपुत्रताममम, त्वयैवदत्तो ह्रियते च, मे, पतिः ।
वरं वृणेजीवतु सत्यवानयं, तवैव सत्यं वचनं भविष्यति ॥४४॥

તમોએજ મને વરદાનમાં સો પુત્રો આપ્યા છે, અને મારા પતિને તો તમો લઇ જાઓછો, માટે આ સત્યવાન જીવતા થાય એવું વરદાન હું માગું છું; જેથી તમારૂં આપેલું વરદાન અને બોલેલું વાકય સત્ય અને સફળ થાય.

तथेत्युक्त्वातुतं पाशं, मुक्त्वा वैवस्वतोयमः ।
धर्मराजःप्रहृष्टात्मा, सावित्रीमिदमब्रवीत् ॥४५॥

વિવસ્વાનના પ્રતાપી પુત્ર યમરાજાએ તથાસ્તુ કહીને પાશ છોડી નાંખી; સત્યવાનને મુક્ત કર્યો. અને પછીથી પ્રસન્ન ચિત્તથી ધર્મરાજા સાવિત્રીને કહેવા લાગ્યા કે,

एष भद्रे मयामुक्तो, भर्ता ते कुलनन्दिनि ।
अरोगस्तवनेयश्च, सिद्धार्थः सभविष्यति ॥४६॥
चतुर्वर्ष शतायुश्च, त्वया सार्धमवाप्स्यति ।
इष्ट्वायज्ञैश्च धर्मेण, ख्यातिं लोके गमिष्यति ॥४७॥

त्वयि पुत्र शतं चैव, सत्यवान्जनयिष्यति ।
ते चापिसर्वे राजानः, क्षत्रियाः पुत्रपौत्रिणः ॥४८॥
ख्यातास्त्वन्नामधेयाश्च भविष्यन्तीहशाश्वताः ।
पितुश्चतेपुत्रशतं, भविता तवमातरि ॥४९॥
मालव्यां मालवा नाम, शाश्वताः पुत्रपौत्रिणः ।
भ्रातारस्ते भविष्यन्ति, क्षत्रियास्त्रिदशोपमाः ॥५०॥
एवंतस्यैवरं दत्वा, धर्मराजः प्रतापवान् ।
निवर्तयित्वा सावित्रीं, स्वमेव भवनं ययौ ॥५१॥

યમરાજા કહે છે—કુલને દીપાવનારી હે રાજપુત્રી, મેં તારા પતીને પાશમાંથી મુક્ત કર્યો છે. (અર્થાત્ સજીવન કર્યો છે). તું તેને તંદુરસ્ત નિરોગી અવસ્થામાં લઈ જઈ શકીશ. તેના સર્વે મનોરથો સિદ્ધ થશે. તેનું આયુષ્ય ચારસો વરસનું થશે. તે તારી સાથે પોતાનું સઘળું આયુષ્ય વ્યતિત કરશે. ધર્મથી યજ્ઞો વડે દેવતાઓનું પુજન કરશે, અને લોકમાં કીર્તિ મેળવશે. સત્યવાનથી તને સો પુત્રો થશે. તે સર્વે રાજાઓ થશે. અને પુત્ર-પૌત્રાદિકવાળા, વંશની વૃદ્ધિ કરનારા થશે. તેઓ તારા નામથીજ ઓળખાશે. તારી માતાને, પણ તારા પિતાથી સો પુત્રો થશે. તે તારા સો ભાઈઓ દેવ જેવા થશે. તારી માતા માલવી સો પુત્રની જનેતા થશે.

ઉપર પ્રમાણે વરદાનો આપીને ધર્મરાજા સાવિત્રીને વિદાય કરીને પોતાના ધામમાં ગયા.

॥ श्रीकृष्णार्पण मस्तु ॥

# ઉપસંહાર

નળ રાજાનું આખ્યાન મહાભારતમાં વનપર્વમાં ( અધ્યાય પર થી ૭૯ સુધી ) છે. તે ઘણુંજ સુંદર અને બોધપ્રદ છે. આ આખ્યાન સંવાદ રૂપે યુધિષ્ઠિર રાજાને કહેવામાં આવ્યું છે.

નળરાજાની આ કથા ઇતિહાસરૂપે બૃહદશ્વ રૂષિએ યુધિષ્ઠિરને સંભળાવી છે. આ ઇતિહાસ પાંડવો પહેલાંનો એટલે ઘણોજ પ્રાચીન કહેવાય. ઈતિહાસની દૃષ્ટિએ વિદ્યાર્થીઓએ તે વાંચવો જોઇએ. ભારતભૂમિના સંતાનો ભારતભૂમિનો આ પ્રાચીન ઇતિહાસ વાંચશે, સમજશે અને વર્તનમાં મુકવા પ્રયાસ કરશે ત્યારેજ સાચું ચારિત્ર્ય અને સાચી વિદ્યા મેળવી શકશે. આવા અનેક ઇતિહાસોથી ભરપુર સાહિત્યો અનેક રૂષિમુનિઓએ વર્ણવેલા છે. રામાયણ અને મહાભારતના ગ્રંથોમાંથી જે જાણવાનું મળે છે. તેથી વધારે આ દુનિયામાં કોઇપણ દેશના કોઇપણ ગ્રંથમાંથી મળનાર નથી એ વાત વિદ્વાનોએ એક મતે સ્વીકારેલી છે.

નળ રાજા પવિત્ર હતો. લગ્ન કેવી પ્રકારે, કોની સાથે કરવું જોઇએ તે બાબતમાં યોગ્યાયોગ્ય વિચાર કર્યા પછી જ લગ્ન કરવું જોઈએ; કારણકે લગ્નનો કોંટ્રાકટ એ આખી જીંદગીનો પ્રશ્ન છે. એ કાંઇ બજારની વસ્તુ નથી. માટે દરેક સંસારના મનુષ્યે પોતાની જીંદગીના સાથીને પસંદ કરતા પહેલાં ખુબજ વિચાર કરવો જોઈએ અને પછીથી વિવેકબુદ્ધિ વાપરીને, લોભથી લાકડે માંકડું

વળગાડવું નહિ. તેમજ કેવળ પૈસાના લોભથી, અગર બીજા કોઇપણ ક્ષણિક કારણને પ્રાધાન્યપદ આપી, લગ્ન ગ્રંથીથી જોડાવું નહિ. સાચી રીતે સાચાસ્નેહથી શુદ્ધ પવિત્ર પ્રેમ રાખી અન્યોઅન્ય પતિ-પત્નિી તરીકે સંસારમાં ગ્રહસ્થાશ્રમ ધર્મ પાળવો એનું જ નામ ગ્રહસ્થ અને ગૃહિણી, પતિ અને પત્ની; એનું જ નામ સાચું લગ્ન. દરેક ગ્રહસ્થે પાળવાનો ગ્રહસ્થાશ્રમ ધર્મ આ રીતે લગ્ન ગ્રંથીથી જોડાઇ શુદ્ધ ભાવથી સદાચાર પાળે અને પતિ-પત્ની ઉપર, તેમજ પત્ની પતિ ઉપર, સમાન વૃત્તિ રાખે તોજ ગ્રહસ્થાશ્રમ શોભે.

પતિ ઉપર ગમે તેવું દુઃખ પડે છતાં પતિનો સાથ પત્ની છોડે નહિ, તેનું જ નામ પત્ની. તેવીજ રીતે પતિ પણ પત્નીના દુઃખમાં સમાન રીતે ભાગ લે, અને પરસ્પર અનન્ય પ્રેમ રાખે, તોજ સંસારમાં સાચું દંપતી સુખ મેળવવા ભાગ્યશાળી થવાય.

નળ અને દમયંતીના દૃષ્ટાંતથી સર્વકોઇ વિવેકી મનુષ્ય સમજી શકશે કે તેઓનો પરસ્પરનો પ્રેમ અમર અને અવિનાશી તેમજ સાચો અને શુદ્ધ પવિત્ર હતો. અને તેથીજ આ જગતે નહિ, પણ જગતના પાલક એવા દેવોએ તેમના લગ્નમાં હાજરી આપી અને તેમના લગ્નને અનુમોદન ( સહાનુભૂતિ ) આપી.

જગતમાં સાચાને ખોટાની સાથે બનતું નથી. સત્ય અને અસત્યની લડાઇ ચાલુજ છે. તેવીજ રીતે દેવોએ નળરાજાને વરદાન આપ્યાં. પણ કળિ ( કંકાસની પ્રત્યક્ષ મૂર્તિ ) ને આ લગ્ન રૂચતું આવ્યું નથી. તેથી નળ અને

દમયંતીને કેમ હેરાન કરવા તથા તેમની વચ્ચે વિખવાદ કેમ ઉભો કરવો તેમના સાચા સ્નેહમાં તુટ પાડવી વિગેરે યુક્તિઓ કલિએ રચી. રાજાનું રાજ્ય કપટથી લઇ લીધું. વૈભવ લઇ લીધો. પહેરવાનું વસ્ત્ર લઈ લીધું. પવિત્ર પતિવ્રતાના વસ્ત્રથી એક વસ્ત્ર પહેરીને બંને જણુ વનમાં ફરવા લાગ્યા. નિદ્રાધીન થયા ત્યારે પણુ કળિએ પોતાની યુક્તિ અજમાવી પવિત્ર પત્નીનો ત્યાગ કરાવ્યો.

આટલું દુઃખ પડવા છતાં નળ રાજાને દમયંતી ઉપરનો પ્રેમ બીલકુલ ઓછો થતો નથી તેવીજ રીતે દમયંતી પણુ પવિત્ર નળરાજા ઉપર અનન્ય સ્નેહ રાખે છે. પણુ ત્યાગ કરાવનાર દુષ્ટ કળિને સતી દમયંતી શ્રાપ આપે છે. કળિની હારના ગણેશ સતિના શ્રાપથી મંડાય છે.

પરદુઃખભંજન પુણ્યશ્લોક નળરાજા કર્કોટક નાગને દાવાનળમાંથી બચાવે છે અને કર્કોટક નાગ પોતાના વિષનો અમલ તે કળિને જ કરે છે. જેથી તેના ગાત્રો શિથિલ થઇ જાય છે. સત્યનો હમેશાં જય થાય છે. દુષ્ટની હાર અંતે થાય છે. તેવીજ રીતે નળ રાજાનો વિજય થાય છે. દુષ્ટ કળિ નળ રાજાના શરીરમાંથી બહાર નીકળી માફી માગે છે. ઉદાર દયાળુ નળ રાજા ( Good for Evil અપકાર ઉપર ઉપકાર Nobleness enkindleth nobleness. ) માફી આપે છે. સજ્જનો પોતાની સજ્જનતા કદી છોડતા નથી.

સજ્જન મનુષ્ય અને સાચા પવિત્ર રાજા તરીકેનું સાચું પવિત્ર વર્તન તેમજ પત્ની તરીકેની સ્રીની પતિ

સાથેની ફરજ સમજવા માટે આ નળરાજાનું આખ્યાન આબેહુબ ચિતાર રજુ કરે છે.

પતિએ પત્ની સાથે કેમ વર્તવું ( જુઓ stanza 20) તેમજ દુઃખમાં આવેલા પતિ સાથે પવિત્ર પત્નીએ કેવું વર્તન રાખવું જોઇએ (જુઓ stanza 21 ).

પુરૂષાર્થ અને પ્રારબ્ધ બન્નેના સંયોગ સિવાય કાર્યની સિદ્ધિ થતી નથી બે હાથના મેળાપ સિવાય તાળી પડતી નથી. પતિ અને પત્નિનો એક સંપ અને શુદ્ધ સ્નેહ સિવાય સંસાર સુખનો લ્હાવો મળતો નથી.

સાચો ગ્રહસ્થ તો તેજ ગણાય કે જેને ઘેર સાચી ગૃહિણી હોય. गृहिणी गृहमुच्यते પવિત્ર પત્ની એજ સાચું ઘર છે. કરોડોના કે અબજોના બંગલાઓ પત્નિ વગરના સુના, નકામા છે. માટે ખરૂ ધન, ખરૂ સુખ, ગ્રહસ્થાશ્રમની ખરી ચાવી તો પવિત્ર પતિવ્રતા નારી જ છે. તે સિવાય સર્વ સુખ, સર્વ ધન, સર્વ સાહિત્ય નકામા છે. અર્થાત્ અપૂર્ણ છે. પત્ની સાથે જ પુરૂષ સારી રીતે શોભી શકે છે; તેવીજ રીતે પતિ રહિત પત્નીની પણ કાંઇ કિંમત નથી. પતિ એજ પત્નીનું ખરૂં ભૂષણ છે. પતિ એજ પવિત્ર પતિવ્રતા નારીનું ખરૂ સાચું અને સત્ય ધન અને દોલત છે. એ પ્રમાણે પતિ અને પત્નિ માને. અને એ પ્રમાણે સમજીને જ પુરૂષ પોતાને યોગ્ય પત્નિ સાથે ધર્મ અને વિવેકથી લગ્ન ગ્રંથીથી જોડાય તોજ સંસારમાં સુખ મેળવી શકે.

આ સંસારમાં સર્વ કોઇ સુખની ઇચ્છા કરે છે.

દુઃખ કોઈને પણ જોઈતું નથી. સુખ માટે સર્વ મહેનત કરે છે. દુઃખ માટે કોઈ પણ પ્રયાસ કરતું નથી. છતાં સુખના માટેનો પુરૂષાર્થ સફળ થતો નથી અને દુઃખને માટે પ્રયત્ન નહિ કરવા છતાં દુઃખ આવે છે એનું કારણ શું?

મનુષ્ય પોતાના પ્રયત્નો સુખને માટે કરે છતાં સુખ મળે નહિ. તેના તમામ પ્રયત્નો નિષ્ફળ જાય. અર્થાત્ સિદ્ધ થાય નહિ ત્યારે દૈવને કારણ માનવામાં આવે છે. જેને કેટલાક પ્રારબ્ધ કહે છે. તે વખતે ધર્મીને ઘેર ધાડ અને કસાઈને ત્યાં કુશળ એમ પણ કહેવામાં આવે છે.

દુઃખ વખતે જ માણસની સગાંસ્નેહી મિત્ર તેમજ અન્ય સઘળાની કસોટી થાય છે. ખરો મિત્ર કોણ તેની પરીક્ષા દુઃખ વખતે જ થાય છે. A friend in need is a friend in deed. દુઃખ વખતે ઉભો રહે તેનું જ નામ બંધુ બાંધવ. તેજ મરદ, તેજ સોનું અને બીજા કથિર. આ દુનિયામાં નળ રાજાના દુઃખમાં ખરેખર ભાગ લેનાર સતી દમયંતી.

મનુષ્ય પોતાની ફરજ યાને ધર્મ બજાવે નહિ ત્યારે તેનામાં અને પશુમાં ફેર શો? વિવેક બુદ્ધિ હોવા છતાં તેનો ઉપયોગ કરે નહિ તેને પુંછડા અને શિંગડા વગરનો પશુ માનવો એમ ભર્તૃહરી કહે છે. સમજુ વિવેકી સમજી શકશે કે સાચી કેળવણી સાચું શિક્ષણ સાચું સાહિત્ય સાચો ગ્રહસ્થાશ્રમ ધર્મ વિગેરે સર્વ નળ-દમયંતીના આખ્યાનમાં સારી રીતે વ્યાસ મુનિએ વર્ણન કરેલા છે.

આવું સાચું સાહિત્ય બાળકો વિદ્યાર્થીઓ તેમજ ગ્રહસ્થાશ્રમીઓ વાંચે તો તેમને લાભ જ મળવાનો છે. નુકશાન કાંઈ થવાનું નથી. સત્યનો જય. સાચો માર્ગ સાચી નીતિ તેમજ કળિ યાને કલેશ સામે કમ્મર કસી કોઈપણ દુઃખથી નહી ડરતાં મરદની છાતીથી કળિ સામે પ્રહાર કરીને ગ્રહસ્થાશ્રમમાં જ્યાં જ્યાં કલેશ દેખાય તે કલેશનો પરાજય કરવો. તેના ઉપર જીત મેળવવી. આવો બોધ આપનાર આ નળ રાજાનો પવિત્ર ઈતિહાસ વાંચવાથી સર્વ કોઇ ગ્રહસ્થાશ્રમી સુખને જ મેળવશે. તેમજ કળિ ઉપર જીત મેળવવા સદાચાર રૂપી બખ્તરથી તે જીત મેળવી શકશે.

દુઃખમાં કદી ડરવું નહિ. કદી નાહિંમત થશો નહિ. સુખ અને દુઃખ આવે છે અને જાય છે. માટે ડાહ્યા પુરૂષો તેમાં હર્ષ કે શોક કરતાં નથી. ધીર, પુરૂષો પોતાના સત્ય સંકલ્પમાંથી કદી પણ ડગતાં ( યાને ચલાયમાન થતાં ) નથી. **સત્યનો સદા જય. નળ–દમયંતીના ગ્રહસ્થાશ્રમનો સદા જય. ॐ શાંતિ શાંતિઃ સર્વે જનાઃ સુખિનો ભવન્તુ.**

---

